**સ્તોત્ર-સાહિત્યનું ગૌરવ—**

ધાર્મિક ઉત્ક્રાન્તિની ગુંચવણોની સાંકળની એક અગત્યની કડી રૂપે આ સ્તોત્ર–સાહિત્ય આવશ્યક છે એટલું જ નહિ, પરંતુ તેની અનેકવિધ ઉપયોગિતા છે એ વાતના સમર્થનાર્થે ભારતીય ઐતિહાસિક ત્રિમાસિકના પ્રથમ વર્ષીય દ્વિતીય અંકગત રા. રા. **શિવપ્રસાદ ભટ્ટાચાર્ય**ના 'પ્રાચીન ભારતનું સ્તોત્ર–સાહિત્ય' એ લેખ જોવા હું ભલામણ કરૂં છું (આ લેખમાંથી મેં વિચારો લિપિ–બદ્ધ કર્યા છે; તે બદલ હું એના લેખક મહાશયનો આભારી છું). અહીં એમાંથી બે ત્રણ વાક્યો અવતરણરૂપે આપી અજૈન સ્તોત્ર–સાહિત્યની રૂપરેખાથી વિરમીશ.

"It is often held that the Stotra literature is surely disappointing from the purely literary point of view. That this is an erroneous estimate will be evident to many who have cared to read the voluminous literature .. .The manner of expression, in form and metre, in rhythm and cadence–has nowhere been so successful and charming as in this literature. The classical Sanskrit has acquired an attractive form in and through them "

જે સ્તોત્ર–વૃક્ષને અંગે **'स्तोत्रं कस्य न तुष्टये'** એવો ઉદ્દગાર [1]**કાલિદાસે** કાઢ્યો છે, તે સ્તોત્ર–સાહિત્યરૂપ ઉદ્યાનને પલ્લવિત કરવામાં બૌદ્ધોએ કેવો ભાગ ભજવ્યો છે તેનો સાધનના અભાવે હું વિશેષ ઉલ્લેખ કરી શકતો નથી. [2]પાલી ભાષામાં તેના સિદ્ધાન્તો રચાયા છે એટલે પાલી ભાષામાં તેમણે સ્તોત્રો રચેલાં જણાય તે સ્વાભાવિક છે. વિશેષતા તો એ છે કે તેમણે સંસ્કૃતમાં પણ સ્તોત્રો રચ્યાં છે દાખલા તરીકે શ્રી**દિગ્નાગ**ના શિષ્ય (ગુરુ?) શ્રી**આર્યદેવે** રચેલું [3]**ચતુઃશતક**, શ્રી**અશ્વઘોષ**કૃત બુદ્ધચરિતમાંની તેમજ **લલિતવિસ્તરા**માંની શ્રીબુદ્ધની સ્તુતિ, **ભક્તિશતક**. જેમને આદ્ય સ્તુતિકાર તરીકે ઓળખાવવામાં આવે છે એવા તાર્કિક–રત્ન આચાર્ય શ્રી**સમન્તભદ્ર** વડે વિશેષ દીપતા દિગંબર સમ્પ્રદાયને બાજુ ઉપર રાખી હવે શ્વેતાંબર સમ્પ્રદાયના સાહિત્ય તરફ જ દૃષ્ટિપાત કરવામાં આવે છે.

---

૧ જુઓ **બૃહત્‌હાર**ની પ્રસ્તાવનાની આદ્ય પંક્તિ.

૨ બૌદ્ધોના પાલી ભાષામા લખાયેલા સૈદ્ધાન્તિક ગ્રન્થો પ્રાચીન અર્ધમાગધીના ભાષાન્તરરૂપ છે એવો પ્રો. **લીડર** ( Lüder )નો મત છે. પરતુ આ સંબંધમા સાક્ષરોમાં મત–ભેદ છે. છતા એટલુ તો કહી શકાશે કે જે અર્ધમાગધી ભાષામા જૈનોના આગમો રચાયા હતા તેનો બૌદ્ધ સાહિત્ય ઉપર જરૂર પ્રભાવ પડ્યો હશે.

૩ પચીસ પચીસ શ્લોકનુ એક પ્રકરણ એવા આમાં સોળ પ્રકરણો છે. શ્રી**સિદ્ધસેનસૂરિ**ની **દ્વાત્રિંશદ્‌-દ્વાત્રિંશિકા**ની રચનામાં આ સહાયભૂત થયેલ છે તેમજ એના થોડાક ભાગનુ તો વિદેશીય ભાષામાં ભાષાંતર પણ થયું છે એમ એક સાક્ષરના મુખે મેં સાભળ્યું છે.

[૧]શ્વેતાંબરીય સ્તોત્ર-સાહિત્ય—

શ્વેતાંબરોમાં સ્તુતિકાર તરીકે આદ્ય સ્થાન ભોગવનારા કોઇ હોય તો તે સમગ્ર દર્શનોનું વર્ણન કરનારાઓમાં સૌથી પ્રથમ, તાર્કિકચક્રચૂડામણિ આચાર્ય શ્રીસિદ્ધસેન

---

૧ દક્ષિણવિહારી શ્રીઅમરવિજય મુનિવર્યના શિષ્યરત્ન વિદ્યાપ્રેમી શ્રીચતુરવિજયે આ સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ કરી મોકલ્યો છે ( જે બદલ હું તેમનો ઋણી છું )—

**શતાબ્દી ૧૦ સુધી**

૧ ગૌતમસ્વામી—ઋષિમંડલસ્તવ ૨ નંદિષેણ—અજિતશાંતિસ્તોત્ર. ૩ ભદ્રબાહુસ્વામી—ઉવસગ્ગહર, ગ્રહશાંતિ, લઘુસહસ્રનામસ્તોત્ર. ૪ સિદ્ધસેનદિવાકર—દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, શક્રસ્તવ ( ગદ્ય ), જિનસહસ્રનામ, કલ્યાણમંદિરસ્તોત્ર ૫ વજ્રસ્વામી—'સ્વર્ણાષ્ટાગ્ર'થી શરૂ થતું ગૌતમસ્તોત્ર. ૬ પાદલિપ્તસૂરિ—વીરસ્તુતિ( સુવર્ણસિદ્ધિગર્ભિત ) ૭ પાદલિપ્તસૂરિના શિષ્ય સર્વાનંદ—તીર્થમાલાસ્તવન ( શ્લો. ૧૧ ). ૮ માનતુંગસૂરિ—નમિઊણ( ભયહર )સ્તોત્ર, ભક્તામરસ્તોત્ર, ભત્તિબ્ભરસ્તોત્ર ૯ હરિભદ્રસૂરિ—સંસારદાવાનલસ્તુતિ ૧૦ બપ્પભટ્ટિસૂરિ—ચતુર્વિંશતિકા, સરસ્વતીસ્તવ. ૧૧ જિનભદ્રસૂરિ—પારસીથભાષામય સ્તુતિ. ૧૨ માનતુંગસૂરિના શિષ્ય ધર્મઘોષ—ચિંતામણિકલ્પ ૧૩ માનદેવસૂરિ—લઘુશાંતિસ્તવ.

**શતાબ્દી ૧૧**

૧૪ શોભન મુનિરાજ—સ્તુતિચતુર્વિંશતિકા. ૧૫ ધનપાલ—ઋષભપંચાશિકા, વીરસ્તુતિ ( વિરુદ્ધવચનીય ), શ્રીમહાવીરસ્તવ ( સંસ્કૃત-પ્રાકૃત ), સત્યપુરીય શ્રીમહાવીરઉત્સાહ.

**શતાબ્દી ૧૨**

૧૬ મુનિચંદ્રસૂરિ—ઉપદેશપદમાં પ્રથમ સ્વરમય સ્તુતિ. ૧૭ કવિચક્રવર્તી શ્રીપાલ—સ્તુતિચતુર્વિંશતિકા (શ્લો૦ ૯૬) ૧૮ હેમચંદ્રાચાર્ય—વીતરાગસ્તોત્ર, દ્વાત્રિંશિકા, સકલાર્હત્, મહાદેવસ્તોત્ર. ૧૯ ગુર્જરેશ્વર કુમારપાલ—વર્ધમાનજિનદ્વાત્રિંશિકા. ૨૦ હેમચંદ્રાચાર્યના શિષ્ય રામચંદ્ર—કુમારવિહારશતક, યુગાદિદેવદ્વાત્રિંશિકા, પ્રાસાદદ્વાત્રિંશિકા, વ્યતિરેકદ્વાત્રિંશિકા, આદિદેવસ્તવ, નેમિસ્તવ, મુનિસુવ્રતદેવસ્તવ, જિનસ્તોત્રો, ષોડશિકા સાધારણજિનસ્તવન ૨૧ બાલચંદ્ર—સ્નાતસ્યાસ્તુતિ, વસંતવિલાસમાં સરસ્વતીસ્તુતિ. ૨૨ વિજયસિંહાચાર્ય—ખડ્ગકાવ્ય, નેમિસ્તવન. ૨૩ શાલિસૂરિ—નેમિજિનસ્તવન ( વ્યંજનમય ). ૨૪ કુલપ્રભ—મંત્રાધિરાજસ્તવ, નાનાભવાયાસવ્યાસમય ચતુર્વિંશતિજિનસ્તવન ૨૫ જિનદત્તસૂરિ—શ્રુતસ્તવ (શ્લો. ૩૦), સર્વકાર્યસાધનસ્તોત્ર, ગુરુપારંપર્યસ્તોત્ર, અજિતશાંતિસ્તવ ૨૬ હરિભદ્રસૂરિ—સાધારણજિનસ્તવન. ૨૭ સિદ્ધસેન—**साहरणो त्ति नाम सुपसिद्धो अत्थिपुव्वनामेण । थुइथोत्ता बहुभेया जस्स पढिज्जंति देसेसु** (વિલાસવઇકહા-પ્રશસ્તિની ગા ૪).

**શતાબ્દી ૧૩**

૨૮ અભયદેવસૂરિ—પાર્શ્વસ્તવ ( મંત્રાદિગર્ભિત ) જયતિહુયણ ૨૯ જિનપતિસૂરિ—ઋષભસ્તોત્ર ( વિવિધાલંકારમય ). ૩૦ જિનવલ્લભસૂરિ—ભાવારિવારણથી શરૂ થતું મહાવીરસ્તોત્ર ( સમસંસ્કૃત ), ચંદ્રપ્રભસ્તવ (પ્રા ), મહાવીરસ્તવ ( પ્રા ), ઋષભસ્તોત્ર ( પ્રા ), પાર્શ્વસ્તોત્ર ( પ્રા. ), શાંતિસ્તોત્ર ( પ્રા ), નેમિસ્તોત્ર, વીરસ્તોત્ર, અજિતશાંતિ (લઘુ), જિનવિજ્ઞપ્તિસ્તોત્ર (સ ), સરસ્વતીસ્તવ (સ ), પાર્શ્વસ્તવ (સં ), પંચકલ્યાણકસ્તોત્ર (ગા ૨૬) ૩૧ રત્નાકરસૂરિ—રત્નાકરપંચવિંશતિકા. ૩૨ દેવાનંદસૂરિ—ગૌતમસ્તોત્ર. ૩૩ વાદિદેવસૂરિ—કુરુકુલ્લાસ્તોત્ર, પાર્શ્વસ્તવ, કલિકુંડપાર્શ્વસ્તવ. ૩૪ દેવેંદ્રસૂરિ—સિદ્ધાંતસ્તવ—શાશ્વતજિનસ્તવન, આદિદેવસ્તોત્ર, ત્રિંશતચતુર્વિંશિકાસ્તવન, ચત્તારિઅટ્ઠસ્તવ, કર્મસ્તવાદિ. ૩૫ સૂરપ્રભ—ઋષભજિનસ્તોત્ર. ૩૬ જિનેશ્વરસૂરિ—પાર્શ્વજિનસ્તવન (યમક), અંબિકાસ્તોત્ર. ૩૭ વસ્તુપાળ કવિ મંત્રી—અંબિકાસ્તોત્ર. ૩૮ ચંદ્રપ્રભસૂરિ—સર્વજિનસાધારણસ્તવન. ૩૯ ચંદ્રસૂરિ—ગેયમય સિદ્ધચક્રસ્તવન.

દિવાકર છે એમ કહેવું ખોટું નહિ ગણાય. તેઓના સમય પરત્વે મત-ભિન્નતા છે, પરંતુ ઇસ્વીય છઠ્ઠી શતાબ્દી પછી તો તેઓ થયા જ નથી એમ સૌ કોઇ સ્વીકારે છે.

---

## શતાબ્દી ૧૪

૪૦ જિનપ્રભસૂરિ—શારદાષ્ટક, પંચપરમેષ્ઠિસ્તવાદિ સ્તોત્રો ૭૦૦. ૪૧ સોમપ્રભસૂરિ—ચતુર્વિંશતિજિનસ્તુતિ, સાધારણજિનસ્તવન, શ્રીજિનસ્તવન (યમકમય) ૪૨ સોમતિલકસૂરિ—સર્વજ્ઞસ્તોત્ર, ઘાત્યાબેવર, સાધારણજિનસ્તવન, શ્રીમહાવીરસ્તોત્ર (કમલબદ્ધ), પંચમીસ્તવ ૪૩ ચંદ્રશેખરસૂરિ—શ્રીમત્સ્થંભ (હારસ્તવ). ૪૪ જયસુંદર ( તિલક ? ) સૂરિ—હારાવલીસ્તોત્ર ૪૫ ધર્મસૂરિ—મંગલસ્તોત્ર, કસ્તૂરીતિલક ૪૬ પદ્મપ્રભ—પાર્શ્વસ્તવ ૪૭ અમરચદ્ર (વાયડગચ્છીય)—પદ્માનંદ કાવ્યાતર્ગત સ્તુતિ ૪૮ ધર્મઘોષ—ચદ્રપ્રભ (૭ ભવ) સ્તોત્ર (ગાથા ૬), શાંતિસ્તોત્ર ( ગાથા ૧૦ ), સુવ્રતસ્તોત્ર (ગાથા ૬), નેમિસ્તોત્ર ( ગાથા ૭ ), પાર્શ્વસ્તોત્ર (ગાથા ૯), વીરસ્તોત્ર (ગાથા ૧૦), ગિરનારકલ્પ ( ગાથા ૩૨), શત્રુંજયકલ્પ (ગાથા ૩૮), અષ્ટાપદકલ્પ ( ગાથા ૨૫ ), પાર્શ્વસ્તવન ( ગાથા ૧૧ ), વીરસ્તવ ( ગાથા ૯ ), ભાવિચતુર્વિંશતિકાસ્તવ ( ગાથા ૧૪ ), અજિતશાંતિસ્તવ ( ગાથા ૧૭ ), મહાવીરકલશ, ( ગાથા ૨૭ ), પાર્શ્વસ્તવન ( ગાથા ૯ ), સર્વજિનસ્તવન ( ગાથા ૯ ), જિનસ્તવ ( ગાથા ૯ ), જીવવિચારસ્તવન ( ગાથા ૪૦ ), પચત્રિંશજ્જિનવચનગુણસ્તવન ( ગાથા ૩૫ ), ઋષભ( ૧૩ ભવ )સ્તોત્ર ( ગાથા ૭ ), યમકસ્તુતય: ( શ્લો. ૩૯ ), ચતુર્વિંશતિજિનસ્તુતિ ( શ્લો ૨૮ ). ૪૯—રત્નસિંહસૂરિ—નેમિભક્તામરસ્તોત્ર ( પ્રાણપ્રિયકાવ્ય ). ૫૦ વિબુધપ્રભ—ઋષભકુંતલવર્ણનપંચવિંશતિકા ૫૧ જયશેખર—જૈનમહિમ્નસ્તોત્ર, ચતુર્વિંશતિજિનસ્તવન (વિવિધ છંદમા).

## શતાબ્દી ૧૫

૫૨ સોમસુંદરસૂરિ—યુષ્મદસ્મદ્‌શબ્દસ્તવ ( ૧૮ ), હારબધજિનસ્તોત્ર, સાધારણજિનસ્તવન, ચતુર્વિંશતિજિનસ્તવન, શાંતિનાથસ્તવન, નેમિનાથસ્તવ, પાર્શ્વજિનસ્તવન ૫૩ જિનસુન્દરસૂરિ—ચતુર્વિંશતિજિનસ્તુતિ ( શ્લો ૨૯, ઉપ ૨૮ ) ૫૪ ધર્મશેખરસૂરિ—જિનસ્તવ ૫૫ ચારિત્રરત્ન—ચતુર્વિંશતિજિનસ્તુતિ. ૫૬ વિશાલરાજશિષ્ય—હરિશબ્દાર્થસ્તોત્ર. ૫૭ રત્નશેખર—ઘોઘામડનપાર્શ્વજિનસ્તવન, નવખડયમકપાર્શ્વસ્તવ, પાર્શ્વસ્તવ (ત્ર્યર્થી), ચતુર્વિંશતિજિનસ્તવ, શ્રીપાલમા, ત્રણ ૩૨, ૩ ભાષાસ્તવ ૫૮ કુલમડનસૂરિ—મહાવીરસ્તવ ( નવખંડયમક ), અષ્ટાદશાર, હારસ્તવ, ૫૯ ઉદયધર્મ—અષ્ટદલકમલબદ્ધ મહાવીરસ્તવ, હારબદ્ધ ઋષભજિનસ્તવન. ૬૦ જયસુન્દર—અરજિનસ્તવન ૬૧ મુનિશેખર—ચતુર્વિંશતિજિનસ્તુતિ. ૬૨ જિનમણ્ડણગણિ—ચતુર્વિંશતિજિનસ્તુતિ ૬૩ શુભસુદર—દેલવાડામડન આદિજિનસ્તવન ( મત્રયંત્રાદિગર્ભિત ). ૬૪ જિનકીર્તિસૂરિ—પચભાષાત્મક સ્તવન. ૬૫ ચારિત્રસુન્દરગણિ (?)—ષડ્‌ભાષામય સ્તવનપંચક ૬૬ ભુવનસુંદરસૂરિ—કુલ્પપાકતીર્થ ઋષભજિનસ્તવન, જીરાઉલિમડન પાર્શ્વજિનસ્તવન, પાવકદુર્ગમડન શંખવનાથસ્તવન, શત્રુંજયસ્તવન, ચતુર્વિંશતિજિનસ્તવન (યમક), અર્બુદમંડન ઋષભજિનસ્તવન ૬૭ મુનિસુન્દરસૂરિ—સતિકરસ્તોત્ર, સરસ્વતીસ્તોત્ર, સ્તોત્રરત્નકોષ ૬૮ દેવરત્નસૂરિશિષ્ય—ચતુર્વિંશતિજિનસ્તુતિ. ૬૯ જ્ઞાનસાગરસૂરિ—ઘોઘામંડન પાર્શ્વજિનસ્તવન ૭૦ તરુણપ્રભ—પાર્શ્વજિનસ્તોત્ર ૭૧ જ્ઞાનભૂષણ—સરસ્વતીસ્તોત્ર ૭૨ જયાનન્દસૂરિ—દેવા પ્રભોથી શરૂ થતું સ્તોત્ર ૭૩ મેરુતુંગસૂરિ—મંત્રગર્ભિત પાર્શ્વજિનસ્તોત્ર, પાર્શ્વસ્તોત્ર, નવપલ્લવપાર્શ્વસ્તોત્ર. ૭૪ શિવસુન્દર—પાર્શ્વજિનસ્તોત્ર, ૭૫ જયસાગરગણિ—વિજ્ઞપ્તિત્રિવેણીમાં પચવર્ગપરિહારમય શ્રીપાર્શ્વસ્તવન, તીર્થરાજસ્તવન, ચૈત્યપરિપાટી. ૭૬ સાધુરાજ—ભોજ્યાદિનામગર્ભિત સ્તવન. ૭૭ જયશેખર ( અચલગચ્છીય )—ચતુર્વિંશતિજિનસ્તવન. ૭૮ દેવસુંદરસૂરિ—સ્તંભનપાર્શ્વનાથસ્તવન. ૭૯ જિનમાણિક્યસૂરિ—સરસ્વતીશબ્દયમકમય યુગાદિજિનસ્તવન. ૮૦ રત્નમંડનગણિ—રીરીમય યુગાદિજિનસ્તવન. ૮૧ વીરદેવ—સમવસરણસ્થિત ચતુર્મુખમહાવીરસ્તવ. ૮૨ જિનહર્ષ—ભાષાષ્ટકમય સીમધરજિનસ્તવન (સાવચૂરિ). ૮૩ મેઘરાજ—યુગાદિજિનસ્તવન (હારબદ્ધ). ૮૪ સિદ્ધાન્તરુચિ ( જિનભદ્રસૂરિશિષ્ય )—જયરાજપલ્લીસ્થ પાર્શ્વજિનસ્તવન ( સં. ૧૪૮૪ ).

**વીતરાગ–સ્તોત્ર જેવી અપૂર્વ કૃતિ રચી સ્તોત્ર–સાહિત્ય પરત્વેની સિદ્ધહસ્તતાની**

## શતાબ્દી ૧૬

૮૫ હેમહંસગણિ—યુગાદિજિનસ્તવન (પ્રથમ સ્વરમય) ૮૬ પાર્શ્વચંદ્ર—વ્યાકરણસંધિગર્ભિત મહાવીરસ્તવ. ૮૭ કલ્યાણવિજયગણિ—મગસીપાર્શ્વસ્તોત્ર ૮૮ રવિસાગર—મહાવીરજિનસ્તોત્ર, ગૌતમસ્તોત્ર. ૮૯ લક્ષ્મીસાગરસૂરિ—પુંડરીકસ્તવન. ૯૦ દેવપ્રભ—મહાવીરદ્વાત્રિંશિકા. ૯૧ હેમવિમલસૂરિશિષ્ય—નવખંડપાર્શ્વજિનસ્તવન. ૯૨ હેમવિમલસૂરિશિષ્ય આનંદમાણિક્ય—નવખંડપાર્શ્વસ્તવ. ૯૩ રત્નશેખરસૂરિશિષ્ય—મહેસાનામંડન પાર્શ્વજિનસ્તવન. ૯૪ જિનસોમસૂરિ—સ્તંભનપાર્શ્વસ્તવ, અજિતનાથસ્તવ, પાર્શ્વસ્તોત્ર.

## શતાબ્દી ૧૭

૯૫ ધર્મનિધાન—પંચકલ્યાણકગર્ભિત ચતુર્વિંશતિજિનસ્તુતિ (પ્રા.). ૯૬ કીર્તિરત્નસૂરિ—ગિરિનારચૈત્યપરિપાટી સ્તવન ૯૭ સહજકીર્ત્તિ—શતદલકમલબદ્ધ પાર્શ્વસ્તવન. ૯૮ સમયસુંદરોપાધ્યાય—ઋષભભક્તામરસ્તોત્ર ૯૯ ધર્મસાગર—ચતુર્વિંશતિજિનસ્તુતિ (શ્લો ૨૯) ૧૦૦ પદ્મસાગર—અંતરાપાર્શ્વસ્તવ, નયસ્તવ ૧૦૧ ધર્મસાગરના શિષ્ય ગુણસાગર—વીરસ્તુતિ, વીરસ્તોત્ર, ગૌતમસ્તુતિ, ગૌતમસ્તોત્ર. ૧૦૨ ગુણવિજય—સરસ્વતીસ્તોત્ર, જિનભવસ્તવ, દીવમંડન સુવિધિજિનસ્તવન, સારંગશબ્દાર્થસ્તવ ૧૦૩ ગુણવિજયશિષ્ય માનવિજય—પાર્શ્વસ્તવન ૧૦૪ સહજસાગર—જિનસ્તવ ૧૦૫ લલિતકીર્તિશિષ્ય—સિદ્ધાચલમંડન ઋષભજિનસ્તવન ૧૦૬ પદ્મસાગરશિષ્ય રાજસુન્દર—દાદાપાર્શ્વભક્તામર. ૧૦૭ પુણ્યરત્ન—યુગાદિજિનસ્તવ (શત્રુંજયમંડન). ૧૦૮ સકલચંદ્ર—પાર્શ્વજિનસ્તવન. ૧૦૯ ધર્મવર્ધન—ષડ્ભાષામયસ્તવન, વીરભક્તામરસ્તોત્ર ૧૧૦ હેમવિજય—કમલબદ્ધ ૨૪ સ્તવ, યમક ૨૪ સ્તવ શ્લેષ ૨૪ જિનસ્તવ ૧૧૧ સમયરાજ—જિનસ્તુતિ (શૃઙ્ગાટક છંદોબદ્ધ) ૧૧૨ મહીમેરુ—જિનસ્તુતિગર્ભિત ક્રિયાગુપ્તપચાશિકા. ૧૧૩ સંઘવિજય—સપ્તતીર્થસ્તવન. ૧૧૪ ભાવદેવસૂરિ—કેવલાક્ષરમય જિનસ્તવન.

## શતાબ્દી ૧૮

૧૧૫ મેઘવિજય ઉપાધ્યાય—સખેશ્વરપાર્શ્વજિનસ્તોત્ર ૧૧૬ મહોપાધ્યાય યશોવિજયગણિ ઐન્દ્રસ્તુતિ, સ્તવનાદિ, પરમાત્મપચવિંશિકા, પરમજ્યોતિ પચવિંશિકા ૧૧૭ વિનયવિજયગણિ—નયકર્ણિકાસ્તવ, ચત્તારિઅટ્ઠસ્તોત્ર તીર્થપરિપાટી, ત્રયોદશક્રિયાસ્થાનગર્ભિત દીવબંદરગત વીરસ્તવ ૧૧૮ ભાવપ્રભસૂરિ—ભક્તામરપાદપૂર્તિરૂપ નેમિભક્તામર. ૧૧૯ મેરુવિજયગણિ—શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ ૧૨૦ ઉત્તમસાગરશિષ્ય—પાર્શ્વજિનાષ્ટક. ૧૨૧ વિજયપ્રભસૂરિ—દેવપત્તનવાસી જિનસ્તવન. ૧૨૨ કમલવિજય—નેમિનાથસ્તવ.

## શતાબ્દી ૧૯

૧૨૩ કીર્ત્તિવિમલશિષ્ય લક્ષ્મીવિમલ—શાંતિભક્તામર ૧૨૪ ક્ષમાકલ્યાણ—ચતુર્વિંશતિજિનચૈત્યવંદન ૧૨૫ રત્નસારગણિ—અભણવાડીજિનસ્તવન (તૃતીયજ્વરોત્તારણક)

## શતાબ્દી (ધ્યાનમા નથી.)

૧૨૬ કલ્યાણસાગર—સ્તુતિચતુર્વિંશતિકા (શ્લો. ૯૬). ૧૨૭ ઉદયસાગર—ઋષભજિનસ્તવન. ૧૨૮ વિજયસાગરગણિ—વીરસ્તોત્ર ૧૨૯ સહજમંડન—સીમંધરજિનસ્તવન ૧૩૦ ગુણરત્ન—વરકાણાપાર્શ્વજિનસ્તવન ૧૩૧ દલપતિરાય—સિદ્ધવિંશિકા, મુક્ત્યષ્ટક ૧૩૨ સત્યસાગર—ચતુર્વિંશતિજિનસ્તુતિ. ૧૩૩ સર્વવિજય—ઋષભસ્તુતિ, વર્ધમાનસ્તુતિ (યમક). ૧૩૪ વિનયપ્રમોદ—પાર્શ્વભક્તામર કાવ્ય ૧૩૫ ગુણદેવગણિ—કખસ્તોત્ર (કો ખગોઽઘઙચચ્છોઽજ' ટે ઠો ડાણસ્ત ..ધમ્। નિઃપફોઽબાઽભ્રમાયારિલાવોઽશોષસહસ્તથા). ૧૩૬ જિનસૂર—આરૂપમંડન જિનસ્તવન ૧૩૭ વિજયકીર્ત્તિ—સરસ્વતીસ્તોત્ર. ૧૩૮ કુશલસાગર—શાંતિનાથસ્તવન. ૧૩૯ કમલપ્રભ—જિનપંજરસ્તોત્ર, પાર્શ્વજિનસ્તોત્ર. ૧૪૦ શ્રીમુનિસમુદ્રના શિષ્ય રત્નકીર્તિ—પાર્શ્વજિનસ્તોત્ર.

પ્રતીતિ કરાવનારા કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિ પણ પોતાની કૃતિઓને શ્રીસિદ્ધસેનની કૃતિઓ સાથે સરખાવતાં અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાં કહે છે કે—

"क्व सिद्धसेनस्तुतयो महार्था ?, अशिक्षितालापकला क्व चैषा ? ।
तथापि यूथाधिपतेः पथस्थः, स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्यः ॥ ३ ॥"

જૈન આગમો ઉપર ઉપલબ્ધ થતી સંસ્કૃત ટીકાઓ તરફ નજર કરતાં જેમને આદ્ય ટીકાકાર તરીકે ઓળખાવી શકાય એવા, મધ્યસ્થ ભાવના પ્રદીપક તેમજ જૈન પરંપરા પ્રમાણે ૧૪૪૪ ગ્રન્થોના પ્રણેતા શ્રીહરિભદ્રસૂરિએ પણ સ્તુતિ-સાહિત્યમાં પોતાનો ફાળો આપ્યો છે. આ વાતની સંસારદાવાનલની સુપ્રસિદ્ધ સ્તુતિ તેમજ [1]શ્રીચતુર્વિંશતિજિનસ્તુતિ સાક્ષી પૂરે છે. આ સાક્ષર-રત્ને વૈક્રમીય છઠ્ઠી કે [2]આઠમી શતાબ્દી અલંકૃત કરી હતી એ વિષે મત-ભેદ છે.[3]

વિક્રમની નવમી શતાબ્દીના શૃંગારરૂપ, આમ નરેશ્વરના પ્રતિબોધક, વાદિકુંજરકેસરી પ્રમુખ બિરૂદોથી વિભૂષિત એવા શ્રીબપ્પભટ્ટિસૂરિએ પણ ચતુર્વિંશતિકા રચી પોતાની કલમને સાર્થક કરી અને મહાકવિ તરીકેની નામના મેળવી.

અગ્યારમી શતાબ્દીરૂપ ગગન પ્રતિ દૃષ્ટિપાત કરતાં વેદપારંગત વિપ્રવર્ય ધનપાલ અને તેમના લઘુ બન્ધુ શ્રીશોભન મુનીશ્વર એ બે તેજસ્વી તારાઓ ઝળકી રહેલા માલૂમ પડે છે. જેમણે [4]ઋષભપંચાશિકા તથા (વિરૂદ્ધવચનીય) શ્રીવીરસ્તુતિનું નિરીક્ષણ કર્યું છે, તે તો

---

૧૪૧ જમ્બૂમુનિ—જિનશતક ૧૪૨ શીલશેખર—પંચજિનસ્તુતિ. ૧૪૩ લક્ષ્મીકલ્લોલ—પરાગશબ્દાર્થસ્તોત્ર, ઋષભજિનસ્તોત્ર, કખસ્તોત્ર ૧૪૪ સૂરચંદ—ફલવર્દ્ધિપાર્શ્વજિનસ્તોત્ર, મહાવીરસ્તવ ૧૪૫ શીલરત્ન—સીમંધરસ્વામીઅષ્ટક, ચતુર્વિંશતિજિનસ્તવન. ૧૪૬ શિવલક્ષ્મી—આદૌનેમિસ્તોત્ર. ૧૪૭ જયકીર્તિસૂરિ—પાર્શ્વસ્તવ. ૧૪૮ આહ્લાદમંત્રી—પાર્શ્વસ્તવ ૧૪૯ બિલ્હણ મંત્રી—પાર્શ્વસ્તવ ૧૫૦ જયકેશરસૂરિ—વર્ધમાનજિનસ્તવ ૧૫૧ જિનસમુદ્રસૂરિ—જેશલમેરુપાર્શ્વજિનસ્તવ ૧૫૨ જયચદ્રસૂરિ—સમસ્યામય વીરજિનસ્તવન, કુલ્પપાકયુગાદિજિનસ્તવન ૧૫૩ ઉપાધ્યાય મહીસાગર—નેમિજિનસ્તવ. ૧૫૪ વિજયતિલકોપાધ્યાય—આદિનાથસ્તવન. ૧૫૫ મનરૂપવિજય—કખસ્તોત્ર ૧૫૬ નરચદ્રસૂરિ—સર્વજિનસાધારણસ્તોત્ર. ૧૫૭ કનકપ્રભસૂરિ—સાધારણજિનસ્તવ. ૧૫૮ મહેંદ્રસૂરિ—પાર્શ્વજિનસ્તવ. ૧૫૯ જૈત્રસૂરિ—વીરસ્તવન. ૧૬૦ વિનીતવિજય—વીરસ્તવન. ૧૬૧ ધર્મસુંદર—વર્ધમાનજિનસ્તવન (ચિત્રમય). ૧૬૨ ધર્મસિંહ—સરસ્વતીભક્તામર. ૧૬૩ નયવિમલ—શાંતિનાથસ્તવન (લાટાનુપ્રાસ), પાર્શ્વસ્તવન.

૧-૨ જુઓ શ્રીહારિભદ્રી ષડ્દર્શનસમુચ્ચયગત જૈન દર્શનની શ્રીગુણરત્નસૂરિકૃત ટીકાના વ્યાકરણતીર્થ ન્યાયતીર્થ પં. બેચરદાસે કરેલા અનુવાદની પ્રસ્તાવના (પૃ૦ ૪૭, ૧૦૧-૧૧૩).

૩ આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનંદસાગરસૂરિ પ્રમુખ મુનિવરો વિચારસારપ્રકરણમાં અવતરણરૂપે આપેલી "पंचसए पणसी(सी)ए" ગાથાને આધારે છઠ્ઠી શતાબ્દીને આ ગુણજ્ઞ સૂરિવરના હૈયાતીકાળ તરીકે માને છે, જ્યારે શ્રીજિનવિજય પ્રમુખ સાક્ષરો એ સ્થાને આઠમી શતાબ્દીનો નિર્દેશ કરે છે.

૪ આ એક શ્રીઋષભદેવની અપૂર્વ સ્તુતિ છે. એવી રીતે શ્રીમહાવીરની અસાધારણ સ્તુતિ સૂત્રકૃતાંગના છઠ્ઠા અધ્યયનમાં છે.

**તિલકમંજરી** જેવી પ્રૌઢ કથા રચનારા આ **ધનપાલ**ની વિદ્વત્તા ઉપર મુગ્ધ થયા વિના રહેશે નહિ. આવા પ્રખર વિદ્વાને પણ **શ્રીશોભન** મુનિરાજે રચેલી સ્તુતિ–ચતુર્વિંશતિકાની ટીકા રચવી યોગ્ય લેખી, એથી પણ **શ્રીશોભન–સ્તુતિ**નું મૂલ્ય સમજી શકાય છે.

નામ–માત્રથી સુન્દર એટલું જ નહિ પરંતુ ગુણ–ગૌરવથી પણ સુન્દર એવા શ્રીસોમસુન્દરસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, શ્રીભુવનસુંદરસૂરિ પ્રમુખ મુનીશ્વરોએ પણ ભક્તિ–રસના ઝરારૂપ સ્તોત્રો રચ્યાં છે.

ખરતરગચ્છીય શ્રીજિનપ્રભસૂરિએ તો વિવિધ ભાષામાં સાતસે સ્તોત્રો રચી સ્તોત્ર–સાહિત્યના ઉપાસકો ઉપર અનલ્પ ઉપકાર કર્યો છે. આ તો ચૌદમી–પંદરમી શતાબ્દીની વાત થઇ. સત્તરમી શતાબ્દીમાં શ્રીહેમવિજયગણિ પ્રમુખ મુનિવર્યોએ પણ સ્તોત્ર–સાહિત્યને પુષ્ટ કર્યું છે. અઢારમી શતાબ્દીમાં તો શ્રીમેરુવિજયગણિએ અને ખાસ કરીને ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહામહોપાધ્યાય શ્રીયશોવિજયગણિએ આ સાહિત્યને વિશેષ સમૃદ્ધ બનાવ્યું છે.[1]

આ ઉપરથી ફલિત થાય છે કે જૈન શાસનરૂપ મન્દિરના એક સ્તમ્ભ તરીકે ગણાતા એવા મુનીશ્વરોએ [2]પણ સ્તોત્ર–સાહિત્યને પોષવામાં પાછી પાની કરી નથી અને તેઓ કરે

---

૧ આ પ્રમાણે વૈદિક, બૌદ્ધ અને જૈન એ ત્રિવિધ આર્ય સ્તોત્રોની ઘેરી કે આછી રૂપરેખા આલેખવાનું એક પ્રયોજન એ છે કે આથી આ સાહિત્યની વિપુલતાદિ ધ્યાનમાં આવે વિશેષમા આ ત્રિવિધ સાહિત્યના ઉદ્દેશ, તદ્‌ગત ભાવનાઓ ઇત્યાદિના મીમાંસકને કયા કયા સ્તોત્રો જોવા અનુકૂળ થઇ પડશે એની આ દિશા સૂચવે છે.

૨ આ ઉપરથી સ્તોત્ર–સાહિત્યની ઉપયોગિતા, વિશાલતા અને અનેક મુનિરત્નોએ તે માટે લીધેલા પ્રયાસનુ સૂચન થાય છે, છતા ખેદનો વિષય એ છે કે જૈનોને મળેલા આ વારસાનો યથેષ્ટ ઉપયોગ ન થતાં તેની મોટે ભાગે તેમના હાથે અવગણના થઇ રહી છે અત્યાર સુધીમા આ સાહિત્યના ફાળા તરીકે બહુ થોડાં પુસ્તકો પ્રસિદ્ધ થયા છે. જૈન વર્ગમાથી શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા (ભાવનગર)એ આમાં પહેલ કરી હોય એમ જણાય છે. દ્વિતીય આવૃત્તિ તરીકે આ સસ્થા તરફથી વી સ. ૨૪૩૯માં શ્રીજૈનસ્તોત્ર સંગ્રહના બે ભાગો બહાર પડ્યા હતા. એવી રીતે શ્રીયશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા (મ્હેસાણા) તરફથી વી. સ. ૨૪૩૯ મા શ્રીસ્તોત્રરત્નાકરના બે ભાગો (સટીક) તેમજ શ્રીસ્તુતિસંગ્રહ (સાવચૂરિક) પ્રસિદ્ધિમા આવ્યા હતા શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર સસ્થાએ પણ આ અરસામા વીતરાગ–સ્તોત્ર પ્રકટ કરી પોતાની અમૂલ્ય ગ્રન્થમાલાનો પ્રારભ કર્યો હતો. **પ્રકરણરત્નાકર**ના ચાર ભાગોમા પણ છૂટાં છવાયા કેટલાક સ્તોત્રો છપાયાં છે નિર્ણયસાગર મુદ્રણાલયના અધિપતિ અજૈન હોવા છતાં તેમણે પણ જૈનોનાં સ્તોત્રો પ્રસિદ્ધ કર્યાં છે એમ **કાવ્યમાલા**ના પહેલા અને સાતમા ગુચ્છકોથી ઉપરથી જોઇ શકાય છે. હાલમાં તેમની તરફથી **સ્તોત્ર–સમુચ્ચય** બહાર પડ્યો છે.

વિશેષમા થોડાંક વર્ષ થયાં શ્રીઆગમોદય સમિતિએ સ્તુતિ–સાહિત્યનો ઉદ્ધાર કરવાનું હાથ ધર્યું છે. આ સમિતિએ શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યો અને શ્રીશોભન–સ્તુતિ ( ગ્રન્થાંક ૫૧, ૫૨ ), ચતુર્વિંશતિકા ( ગ્ર૦ ૫૪ ) તથા શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ ( ગ્ર૦ ૫૯) તો ત્રિરંગી ચિત્રો સહિત પ્રસિદ્ધ કર્યાં છે. આ સાહિત્ય અનુવાદાદિ પૂર્વક છપાયેલું હોવાથી સંસ્કૃત સાહિત્યના અભ્યાસીને તે ઉપયોગી થવા પૂર્ણ સંભવ છે. અત્યારે આ સંસ્થા આ પ્રસ્તુત ગ્રન્થ, કવિવર શ્રીધનપાલકૃત ઋષભપંચાશિકાદિ સ્તુતિઓ તેમજ શ્રીજૈનધર્મવરસ્તોત્ર છપાવી રહી છે.

પણ શાના? શું સ્તુતિ–સ્તોત્રમાં મુક્તિ–રમણી સાથે હસ્તમેલાપ કરાવી આપવા જેટલું સામર્થ્ય નથી? ઉત્તરાધ્યયનસૂત્રના ૨૯ મા અધ્યયનમાં કહ્યું પણ છે કે—

**"थयथुइमंगलेणं भंते ! जीवे किं जणयइ ? थयथुइमंगलेणं जीवे नाण-दंसण-चरित्त-बोहिलाभं जणयइ । नाणदंसणचरित्तबोहिलाभं संपन्नेयणं जीवे अंतकिरियं कप्पविमणोववत्तिगं आराहणं आराहेइ"**

અર્થાત્ સ્તુતિ–સ્તોત્રરૂપ મંગળ વડે જીવ શું પ્રાપ્ત કરે છે? આ મંગળ વડે જીવ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ સમ્યક્ત્વનો લાભ મેળવે છે. આ લાભથી જીવ એ ભવમાં મોક્ષે જાય છે અથવા વૈમાનિક દેવને યોગ્ય આરાધના કરી ત્રીજે ભવે મોક્ષે જાય છે. આવી પરિસ્થિતિમાં 'સ્તોત્ર'ને છ આવશ્યક પૈકી ચતુર્વિંશતિસ્તવ (ચઉવિસત્થો)રૂપ આવશ્યક તરીકે જૈન શાસનમાં ગણવામાં આવે છે એવો નિર્દેશ કરી તેની અમૂલ્યતા સિદ્ધ કરવી બાકી રહે છે?

જે સ્તુતિ–સ્તોત્રનું ફળ અનુપમ છે તેની રચના કરવી એ પુણ્ય કાર્ય છે, એમાં સમય પસાર થાય તે વ્યર્થ ગયેલો ન ગણાય; તેમાં પણ વળી અનેક સ્તોત્રોમાં જેનાં સ્તોત્રો ઉચ્ચ સ્થાન ભોગવતાં હોય તેની તો વાત જ શી કરવી? પ્રસ્તુતમાં આ ગ્રન્થમાં આવેલાં સ્તોત્રો સંબંધી યથામતિ વિચાર કરીશું. તેમાં પ્રથમ શ્રીમાનતુંગસૂરિકૃત ભક્તામરસ્તોત્ર હાથ ધરીશું.

# શ્રીભક્તામરસ્તોત્રની સમીક્ષા

**નામકરણ—**

**ભક્તામરસ્તોત્ર** એ નામ આ સ્તોત્રના પ્રારંભિક પદ ઉપરથી પડેલું છે. આવું નામ ખુદ તેના કર્તા શ્રીમાનતુંગસૂરિએ રાખ્યું હતું કે પાછળના કોઇ વિબુધવરે તેવું નામ પાડયું એનો નિર્ણય કરવા મારી પાસે સાધન નથી. પરતુ આવાં નામો જૈન સાહિત્યમાં નજરે પડે છે એ વાત નિઃસંદેહ છે. જેમકે આચાર્ય શ્રીસિદ્ધસેન દિવાકરકૃત કલ્યાણમંદિરસ્તોત્ર, શ્રીસોમપ્રભસૂરિકૃત સિન્દૂરપ્રકર, શ્રીભદ્રબાહુસ્વામિકૃત ઉવસગ્ગહરસ્તોત્ર ઇત્યાદિ. વળી વૈદિક સાહિત્ય તરફ પણ દૃષ્ટિપાત કરતાં જોઇ શકાય છે કે ઋગ્વેદ (મં. ૧૦, અ. ૧૧, સૂક્ત ૨)ના નાસદીય સૂત્રનું નામ પણ એ સૂક્તની આદિમાંના '**नासदासीत्**' પદને આભારી છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે આ નામકરણની શૈલી જૈન તેમજ અજૈન

આ પ્રમાણે આ સાહિત્ય પ્રસિદ્ધિમાં લાવવા માટે પ્રયાસ થઇ રહ્યો છે, છતાં આ સાહિત્યની વિપુલતા (આ સંબંધમાં એટલું કહેવું બસ થશે કે બૃહત્–કાવ્યદોહન જેવા દશ ભાગો જેટલી સામગ્રી સુલભ છે) તેમજ તેની હસ્તલિખિત પ્રતિઓની જીર્ણ–શીર્ણતા તથા મોટા ગ્રન્થોની શોધમાં ફરતા કેટલાક સાક્ષરોની પણ આ તરફ ઉદાસીનતા વિચારતાં મન ખાટું થાય છે. આ બહુમૂલ્ય સાહિત્યની પુનરૂદ્ધારરૂપ સતત સેવા કરી પુણ્ય હાંસલ કરવા કોઇ વ્યક્તિ કે સંસ્થા વિશેષતઃ પ્રેરાશે તો તેને હું અગાઉથી મુબારકબાદી આપું છું.

બંને સાહિત્યમાં અનુસરવામાં આવી છે, પરંતુ તેના પ્રથમ ઉત્પાદક કોણ તે જાણવું બાકી રહે છે.

આથી એ નિવેદન કરવું અનાવશ્યક નહિ ગણાય કે જેમ કેટલીક વાર એક વિદ્વાને પોતાની કૃતિ માટે જે નામ રાખ્યું હોય તે નામ સાક્ષર–સમાજમાં પ્રિય થઇ પડતાં તે નામનું અનુકરણ કરવા અન્ય વિદ્વાનો તૈયાર થાય છે તેમ આના સબંધમાં બન્યું નથી. કહેવાની મતલબ એ છે કે જેમ રત્નાકરને ઉદ્દેશીને ઉક્તિરત્નાકર, ઉપદેશરત્નાકર, કથારત્નાકર, ગાથારત્નાકર, દૃષ્ટાન્તરત્નાકર, ધાતુરત્નાકર, યોગરત્નાકર, વિચારરત્નાકર, વિવિધરત્નાકર, શબ્દરત્નાકર, સ્યાદ્વાદરત્નાકર વગેરે કૃતિઓ ઉદ્‌ભવી અને તિલક, દર્પણ, દીપિકા, પરીક્ષા, મંજરી, શેખર વગેરે આદિ પદ અન્તમાં હોય એવાં અનેક યુગોનું પ્રવર્તન થયુ, તેમ આ સ્તોત્રના સંબંધમાં બન્યું નથી.

ભાષા—

જૈન સાહિત્ય સસ્કૃત, પ્રાકૃત, અર્ધમાગધી, અપભ્રંશ, ગુજરાતી, કાનડી, તામિલ ઇત્યાદિ વિવિધ ભાષામાં રચાયેલું છે. અત્ર **ભક્તામરસ્તોત્ર** તો ગીર્વાણ ગિરામાં ગુંથાયેલું છે. ઉપલબ્ધ જૈન સાહિત્ય પ્રતિ દૃષ્ટિપાત કરતાં પાંચસે પ્રકરણના પ્રણેતા વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ**એ સસ્કૃતમાં લખવાની પહેલ કરી હોય એમ ભાસે છે.

કૃતિ અને તેનું માપ—

સાહિત્યના ગદ્ય અને પદ્ય એવા જે બે પ્રકારો પડે છે તે પૈકી **ભક્તામરસ્તોત્ર** પદ્યમાં રચાયેલું સાહિત્ય છે. વિશેષમાં આ કૃતિનો સમાવેશ આર્યા-યુગ કે અનુષ્ટુપ્-યુગમાં થતો નથી, કિન્તુ એનું નિર્માણ વસન્તતિલકા છંદમાં થયુ છે આ સ્તોત્ર પણ **શ્રીતત્ત્વાર્થાધિગમસૂત્ર**ની જેમ જૈનોના શ્વેતાંબર અને દિગમ્બર એ બન્ને સપ્રદાયોને માન્ય છે. આવી પરિસ્થિતિમાં એનાં પદ્યની સંખ્યા વિષે જો મત-ભેદ હોય તો તે સર્વથા આશ્ચર્યકારી ઘટના નથી. શ્વેતાંબરોની માન્યતા મુજબ આ સ્તોત્ર ૪૪ પદ્યનું છે, જ્યારે દિગંબર મન્તવ્ય પ્રમાણે તે ૪૮ પદ્યનું છે. અત્ર આપેલ ૪૪ પદ્યો ઉપરાંત **गम्भीरतार**થી શરૂ થતાં [1]ચાર પદ્યોની અધિકતા એ વિશેષતા છે. એને ૩૧ મા અને ૩૨ મા પદ્યની મધ્યે દિગંબરો સ્થાન આપે છે. **કાવ્યમાલા**ના સાતમા ગુચ્છકના સંશોધક મહાશય આને પ્રક્ષિપ્ત માને છે.

૪૮ પદ્યોની માન્યતા ધરાવનારા કેટલાક શ્વેતાંબરોમાં પણ હતા અને કદાચ હશે, પરંતુ ચાર અધિક પદ્યો તે ઉપર મુજબનાં નહિ, કિન્તુ તે અન્ય છે. આવાં અધિક પદ્યો શ્રીજગત્‌શેઠ મહતાબરાયજીના જીર્ણ-શીર્ણ પુસ્તકમાં લખાયેલાં છે. આની એક પ્રતિ મને મુનિરાજ **શ્રીવિચક્ષણવિજયે** બતાવી હતી. આમાં ચાર પદ્યોને બદલે લગભગ પોણા ત્રણ [2]પદ્યો ઉપલબ્ધ છે. આ પદ્યોની પ્રક્ષિપ્તતાને માટે કાવ્યમીમાંસકો જે મત બાંધે તે ખરો.

---

૧—૨ જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ. ૨).

આ અવસર્પિણી કાળમાં 'ભરત'ક્ષેત્રમાં થઇ ગયેલા ૨૪ જિનેશ્વરો અને અત્યારે 'મહાવિદેહ'ક્ષેત્રમાં વિહરતા ૨૦ જિનેશ્વરો મળી ૪૪ ની સંખ્યા થાય છે. આ સંખ્યાત્મક જ આ સ્તોત્ર છે. એના કારણ તરીકે એવું એકેક પદ્ય એકેક જિનેશ્વરની સ્તુતિરૂપ છે એવી વૃદ્ધ પરંપરા સૂચવવામાં આવે છે. આ વાત સત્ય હોય કે ન હોય તેમજ ઉપર્યુક્ત પદ્યો પ્રક્ષિપ્ત હોય કે ન હોય એ વાત બાજુ ઉપર રાખીએ તોપણ ૪૪ ને બદલે ૪૮ ની માન્યતા ઉપસ્થિત થવામાં કોઇ કારણ છે કે નહિ તે તપાસવું જોઇએ.

એ તો સુવિદિત હકીકત છે કે શ્વેતાંબરો તેમજ દિગંબરો એ બંને સંપ્રદાયો (૧) અશોક વૃક્ષ, (૨) સુર-પુષ્પ-વૃષ્ટિ, (૩) દિવ્ય ધ્વનિ, (૪) ચામર, (૫) સિંહાસન, (૬) ભામંડળ, (૭) દુન્દુભિ અને (૮) છત્ર એમ આઠ પ્રાતિહાર્યો માને છે. કહ્યું પણ છે કે—

"अशोकवृक्षः सुरपुष्पवृष्टि-र्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥"

આ સ્તોત્રમાં તો આ પૈકી અશોક વૃક્ષ, સિંહાસન, ચામર અને છત્ર એ ચાર પ્રાતિહાર્યનું જ વર્ણન છે. દિગંબરો તરફથી રજુ કરવામાં આવતાં ચાર પદ્યોમાં બાકીનાં ચાર પ્રાતિહાર્યોનું વર્ણન છે. એનો અથવા એ ચાર પ્રાતિહાર્યોના વર્ણનરૂપ અન્ય કોઇ પદ્ય-ચતુષ્ટયનો સમાવેશ કરતાં આઠે પ્રાતિહાર્યોનું વર્ણન આવી જાય છે ખરૂ, પરન્તુ પ્રશ્ન એ ઉદ્ભવે છે કે શુ ખરેખર એમ નહિ સ્વીકારવાથી અત્ર ન્યૂનતા—ત્રુટિ સંભવે છે?

આ સંબંધમાં પ્રથમ વૃત્તિકાર શ્રીગુણાકરસૂરિ શુ કહે છે તે તરફ નજર કરીએ. તેઓ ૮૩ મા પૃષ્ઠમાં સૂચવે છે કે જ્યાં અશોક વૃક્ષનો સદ્ભાવ હોય ત્યાં દેશના-સમયે પુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, ભામંડળ અને દુન્દુભિ હોય છે જ એટલે અશોક વૃક્ષનું વર્ણન કવિએ કર્યું તેથી ઉપલક્ષણથી બાકીનાં ચાર પ્રાતિહાર્યોનું વર્ણન પણ થઇ ગયેલું સમજવું જોઇએ.

સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આઠ પ્રાતિહાર્યોને બદલે ચારનું વર્ણન હોવું એ જો ન્યૂનતા છે, તો [1]ચોત્રીસ અતિશયો પૈકી ફક્ત એકનું જ વર્ણન એ ન્યાય્ય ગણાય? જો તેમ ન હોય તો ૩૨ મા પદ્યમાં નવ કમળની સ્થાપનારૂપ અતિશય સિવાયના બાકીના ૩૩ અતિશયોનું પણ વર્ણન હોવું જોઇએ એટલે કે ચાર નહિ પણ ૩૭ પદ્યો અત્યારે અનુપલબ્ધ છે એમ સમજવું જોઇએ. વળી ત્રુટિ કે ન્યૂનતા હોવાની દલીલ કરનારાએ એ વાત પણ લક્ષ્યમાં રાખવી જોઇએ કે શ્રીબપ્પભટ્ટિસૂરિએ પોતાની કૃતિ ચતુર્વિંશતિકામાં ચોવીસ દેવી-દેવતાની સ્તુતિ કરવા માટે સ્થાન હોવા છતાં સોળ વિદ્યા-દેવીઓ પૈકી ફક્ત સર્વાસ્ત્રમહાજ્વાલા

---

૧ દેહની સુવાસ ઇત્યાદિ ચોત્રીસ અતિશયોનાં નામો માટે જુઓ અભિધાનચિન્તામણિનો પ્રથમ કાણ્ડ (શ્લો. ૫૭-૬૪). અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય, અને વચનાતિશય એ આ ચોત્રીસ અતિશયોના ઉપલક્ષણરૂપ છે, કેમકે એના વિના આ ચારનો સંભવ નથી. જુઓ પ્રજ્ઞાપના-સૂત્રની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિનું ત્રીજું પત્ર.

સિવાય બાકીની પંદર વિદ્યા-દેવીઓની સ્તુતિ કરી, જ્યારે અંબા દેવીની બે વાર અને શ્રુત-દેવતાની તો ત્રણ વાર સ્તુતિ કરી તે શું ન્યૂનતા ન ગણાય ?

વિશેષમાં અત્ર એ પણ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે કે જે ચાર પ્રાતિહાર્યોનું વર્ણન આ સ્તોત્રમાં કરવામાં આવ્યું છે તે ક્રમપૂર્વક નથી, કેમકે ક્રમ પ્રમાણે તો ચામરનું વર્ણન સિંહાસનના વર્ણન પછી આવવું જોઇએ. વળી જે ચાર પદ્યોની અધિકતા દિગંબરો સૂચવે છે તેનાં સ્થાનનો વિચાર કરતાં વ્યતિક્રમ માટે વિશેષ અવકાશ જણાય છે, કેમકે તેમાં નીચે મુજબ પ્રાતિહાર્યોનું વર્ણન છે:—

(૧) અશોક વૃક્ષ, (૨) સિંહાસન, (૩) ચામર, (૪) છત્ર, (૫) દુન્દુભિ, (૬) પુષ્પ-વૃષ્ટિ, (૭) ભામંડળ અને (૮) દિવ્ય ધ્વનિ.

આથી સવાલ એ ઊભો થાય છે કે જે કવિરાજને આઠે પ્રાતિહાર્યોનું વર્ણન કરવું હોય તે ક્રમશઃ તેમ ન કરતાં ગમે તેમ કરે ?

**ભક્તામરસ્તોત્ર**નાં પદ્યોની સંખ્યા ૪૪ ની હોવી જોઇએ એ વાત એની [1]પાદ-પૂર્તિરૂપ જે કાવ્યો અત્યારે ઉપલબ્ધ થાય છે તે જોતાં પણ તરી આવે છે. ૪૮ પદ્યોના સમસ્યારૂપ અને પ્રશસ્તિરૂપ એક એક મળીને ૪૯ પદ્યોરૂપ **પ્રાણપ્રિય** કાવ્ય છે એમ જે દિગંબરો સૂચવવા તૈયાર થતા હોય તો તેમને એ ભૂલવું ન જોઇએ કે આમાંનાં ૩૨માથી ૩૫મા સુધીનાં પદ્યો સિવાયનાં બાકીનાં પદ્યવાળુ કાવ્ય શ્વેતાંબરીય હોવાનું શ્વેતાંબરો સૂચવે છે. આથી વિવાદગ્રસ્ત કાવ્યનો ઉપયોગ કરવો તે અસ્થાને છે એમ માની મેં ઉપર્યુક્ત હકીકત નિવેદન કરી છે.

વળી **ભક્તામર** અને **કલ્યાણમંદિર** એ બે સ્તોત્રોમાંથી કોઇ એકમાં બીજાના અનુકરણની છાયા છે એ વાત પણ ભક્તામરની સંખ્યાના નિર્ણયની દિશામાં પ્રકાશ પાડે છે.

આ ઉપરથી હું તો એમ માનવા તૈયાર થાઉં છું કે ભક્તામરસ્તોત્ર ૪૪ પદ્યનું છે અને એ સ્થિતિ શ્રીગુણાકરસૂરિના સમયમાં પણ હતી. એના સમયમાં જો ચાર અધિક પદ્યો હોવાની કિંવદન્તી હોત, તો તેઓ તે ચાર પદ્યોનો જરૂર નિર્દેશ કરત. આથી અધિક ચાર પદ્યો ક્યારથી દાખલ થયા તે પ્રશ્નને કોઇ સાક્ષર હાથ ધરી પ્રકાશ પાડશે તો આનંદ થશે.

આ પ્રમાણે પદ્યની અધિકતા સંબંધી વિચાર કરી જોયો અને એક રીતે તેની સંખ્યા ઓછી હોઇ શકે કેમ તે પણ જોઇ લીધું. છતાં ડૉ. **ચકોબી** મહાશયનો મત નોંધી લઇએ. તેમની માન્યતા એક તો એ છે કે **કલ્યાણમન્દિરસ્તોત્ર** એ **ભક્તામર**ના અનુકરણ-રૂપ છે. વળી **ભક્તામર**નો ૪૩ મો શ્લોક પ્રક્ષિપ્ત છે, કેમકે ૩૪ માથી ૪૨ મા સુધીનાં પદ્યગત વર્ણનોનો એ શુષ્ક ઉપસંહાર છે અને ખરેખરો કવિ તો આવું પદ્ય રચે જ નહિ. આ સંબંધમાં તેઓ સૂચવે છે કે કલ્યાણમંદિરમાં ૪૩ શ્લોકો જ વસંતતિલકા છંદમાં છે, એ આ

---

૧ આની માહિતી માટે જુઓ સસ્કૃત ભૂમિકા (પૃ ૧૪-૧૫).

વાતને પુષ્ટિ આપે છે. આથી આ ૪૩મું પદ્ય કલ્યાણમન્દિરના કર્તા શ્રીકુમુદચન્દ્રના સમય પછી દાખલ થયેલું હોવું જોઇએ.

તેમનું એ પણ વક્તવ્ય છે કે ૩૯ મો શ્લોક પણ સ્તોત્રકારની કૃતિ હોય એમ ભાસતું નથી, કારણ કે ૩૮ મા શ્લોકમાં સુંદર રીતે વર્ણવેલા ભાવની એમાં નીરસ પુનરાવૃત્તિ છે. વળી પ્રત્યેક ભયના વર્ણન માટે એકેક પદ્ય રચનાર કવિ અન્તિમ ભયના વર્ણન વખતે બે પદ્યો રચે એ વિચિત્ર લાગે છે. પરન્તુ તેઓ ઉમેરે છે કે એટલું તો ખરૂં કે ૩૩ મો શ્લોક પ્રક્ષિપ્ત હોય તોપણ તે કલ્યાણમન્દિરના રચના-સમયે તો વાસ્તવિક ગણાતો હશે, નહિ તો કલ્યાણમન્દિરમાં ૪૩ વસંતતિલકામય પદ્યોને બદલે ૪૨ સંભવે.

કલ્યાણમન્દિર એ ભક્તામરના અનુકરણરૂપ છે એવી પ્રો. યકોબીની માન્યતા સંબંધી અત્ર વિશેષ ઊહાપોહ કરવો મુલતવી રાખી પ્રથમ તો તેમણે ૪૩ મા શ્લોકની જે નીરસ ઉપસંહારતાના કારણે પ્રક્ષિપ્તતા સૂચવી છે તેનો વિચાર કરીએ.

એ તો આબાલગોપાલપ્રસિદ્ધ વાત છે કે કેટલાક ગ્રંથકારો-કવિઓ કથનીય વસ્તુનો ઉપોદ્ઘાતરૂપે નિર્દેશ કરે છે, તો કેટલાક સમગ્ર કથનના સારાંશને ઉપસંહાર દ્વારા દર્શાવે છે. શ્રીભગવતીસૂત્ર જેવા આગમમાં પણ જુદા જુદા ઉદ્દેશકમાં કયા કયા વિષયનું વર્ણન આવનાર છે, તે ઉપક્રમ-ઉપોદ્ઘાતરૂપે સૂચવેલું જણાય છે. રૂપક કથા-સાહિત્યમાં અદ્વિતીય સ્થાન ભોગવતી ઉપમિતિભવપ્રપંચા કથામાં પણ તેના કર્તા શ્રીસિદ્ધર્ષિએ ઉપોદ્ઘાત રચવાની-શૈલીને સ્થાન આપ્યું છે. વાદિવેતાલ શ્રીશાન્તિસૂરિકૃત બૃહચ્છાન્તિના નિમ્ન-લિખિત—

" **श्रीसङ्घजगज्जनपद-राजाधिपराजसन्निवेशानाम् ।**
**गोष्ठिकपुरमुख्याणां, व्याहरणैर्व्याहरेच्छान्तिम् ॥** "

—પદ્ય દ્વારા "**श्रीश्रमणसङ्घस्य शान्तिर्भवतु**" ઇત્યાદિનો ઉપોદ્ઘાતરૂપે ઉલ્લેખ કર્યો છે.

ઉપોદ્ઘાતની પેઠે બાળ જીવોને વસ્તુ-નિષ્કર્ષ ધ્યાનમાં આવે તેટલા માટે ઉપસંહારની યોજના થયેલી સંભવે છે. કોઇ પણ મનનીય લેખ કે ભાષણમાં અન્તે ઉપસંહાર ન હોય એવું ભાગ્યે જ બને.

ઉવસગ્ગહરસ્તોત્ર, શ્રીવિશેષાવશ્યક ભાષ્ય, ધ્યાનશતક વગેરે પ્રાકૃત ગ્રન્થોમાં '**इय**' શબ્દ દ્વારા અને લઘુશાંતિસ્તોત્રમાં તેમજ અન્ય સંસ્કૃત ગ્રંથોમાં **इति** શબ્દ દ્વારા ઉપસંહારનાં અનેક ઉદાહરણો જોઇ શકાય છે.

આ ઉપરથી સમજી શકાય છે કે ઉપસંહારની શૈલી પણ પ્રાચીન તેમજ વિદ્વદ્વર્ગમાં પ્રચલિત છે. ઉપસંહારરૂપ કથનમાં મુખ્ય વક્તવ્ય સિવાય બીજી વસ્તુનો નિર્દેશ કરવાનો આશય નહિ હોવાથી એમાં વિવિધ રસને માટે સ્થાન નથી, તેથી તે નીરસ ભાસે તો તે જુદી વાત છે. બાકી જ્યાં માત્ર વસ્તુઓ જ ગણાવવાની હોય ત્યાં ઉત્તમમાં ઉત્તમ કવિ

પણ કેમ વિશેષ રસ ઉત્પન્ન કરી શકે ? આમ છતાં પણ જો ભક્તામરનું ૪૩ મું પદ્ય પ્રક્ષિપ્ત ગણવા કોઇ મહાશય આગ્રહ કરે તો તેમનું નીચે લખેલી હકીકત તરફ સવિનય ધ્યાન ખેંચવું ઉચિત ધારૂં છું.

નમિઊણસ્તોત્ર કે જે ભયહરસ્તોત્ર તરીકે પણ પ્રસિદ્ધ છે અને જેના કર્તા પણ શ્રીભક્તામરના કર્તા શ્રીમાનતુંગસૂરિ હોવા વિષે બે મત નથી તેમાં પણ પ્રથમ કયા કયા ભયોનું વર્ણન આવનાર છે તેનો પ્રારમ્ભમાં નિર્દેશ કરવામાં આવ્યો નથી, કિન્તુ રોગાદિ આઠ ભયો પૈકી પ્રત્યેકનું બબ્બે ગાથા દ્વારા વર્ણન કરી આઠે ભયોની સૂચીરૂપે [1]અઢારમી ગાથા ઉપસંહારરૂપ આપવામાં આવી છે. ત્યારે શું આ પણ પ્રક્ષિપ્ત ગાથા છે ?

વળી મુનિરાજ શ્રીવિનયલાભે પણ પોતાની કૃતિ શ્રીપાર્શ્વ-ભક્તામરમાં ઉપસંહારરૂપ શૈલીનો ઉપયોગ કર્યો છે એ વાતની નિમ્ન-લિખિત ૪૩ મુ પદ્ય સાક્ષી પૂરે છે:—

" दन्ती(?)मृगारिदववह्निभुजङ्गयुद्ध-वारीशदुष्टगदबन्धनजं भयौघम् ।
तस्यान्तरङ्गमपि नश्यति दुःखजालं, यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥"

આ પદ્યમાં તેમજ ઉપસંહારરૂપ અન્ય કોઇ પદ્યમાં પણ ડૉ. યકોબી જેવાને વિશેષ રસ નહિ પડે તો શું તેથી આને પણ પ્રક્ષિપ્ત ગણવા તૈયાર થવું એ ન્યાય્ય છે ?

હવે ૩૯ મા પદ્યની વાસ્તવિકતા વિચારીએ. એ વાત સાચી છે કે કવિરાજે કુંજરાદિ આઠ ભયો પૈકી સાત ભયોનાં વર્ણન માટે એકેક પદ્ય રચ્યું છે, જ્યારે સંગ્રામ-ભયને માટે બે પદ્યો રચ્યાં છે. પરંતુ સંગ્રામ સિવાયના સાત ભયો વ્યક્તિગત છે, જ્યારે સંગ્રામ એ સમષ્ટિગત છે અર્થાત્ વ્યાપકતાની દૃષ્ટિએ સંગ્રામની વિશિષ્ટતા છે એ વાત સ્ફુટ કરવા માટે કવિરાજે બે પદ્યો રચ્યાં હોય એવી અત્ર કલ્પના થઇ શકે છે

વળી પુનરાવૃત્તિરૂપ દોષના સંબંધમાં પણ એમ ઇસારો થઇ શકે કે ૩૮ મા પદ્યમાં સામાન્ય સંગ્રામનું વર્ણન છે, જ્યારે ૩૯ મામાં વિશિષ્ટ સંગ્રામનું–ભયાનક સંગ્રામનું–મહાવિગ્રહનું વર્ણન છે, એટલે સર્વથા પુનરાવૃત્તિ તો નથી જ. એ વર્ણન રસાત્મક છે કે નીરસ એ પરત્વે તજજ્ઞો જે મત આપે તે ખરો.

નૈષધ-ચરિત્રના તૃતીય સર્ગના [2]૧૦૩–૧૧૪ શ્લોકોનું અવલોકન કરતાં જણાય છે કે કામની દશ દશાનું વર્ણન કરવા માટે કવિરાજે પ્રત્યેક દશાને ઉદ્દેશીને એક એક પદ્ય રચ્યું નથી. એક સ્થળે તો બે દશાનું એક જ પદ્ય દ્વારા વર્ણન કર્યું છે; જ્યારે એક સ્થળે એક દશાનું વર્ણન કરવા માટે બે શ્લોકો રચ્યા છે. વળી દશે દશાનું વર્ણન ક્રમપૂર્વક પણ ત્યાં કરવામાં આવ્યું નથી. આથી સૂચવાય છે કે મહાકવિની કૃતિમાં 'રુચિ' માટે અવકાશ છે એ ભૂલવા જેવું નથી. આવી પરિસ્થિતિમાં ૩૯ મા પદ્યને પ્રક્ષિપ્ત જ માનવું એ શું એક

---

૧ આમ્નિ માટે જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ. ૫)  ૨ જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ. ૭–૮).

પ્રકારનું સાહસ નથી? વિશેષમાં આનો પ્રક્ષેપ-કાલ ૪૩માના જેટલો અર્વાચીન નથી એ માન્યતાનું મકાન કલ્યાણમંદિરને ભક્તામરની અનુકૃતિરૂપ માનવાની કલ્પના ઉપર જ ચણાયેલું છે એ વાત પણ ધ્યાનમાં લેવા જેવી નથી કે?

પ્રક્ષિપ્તતા સંબન્ધી વક્તવ્ય આટલેથી સમાપ્ત કરવામાં આવે છે, પરંતુ સાથે સાથે પ્રસંગગત ભય સંબન્ધી થોડો ઘણો નિર્દેશ કરવો ઉચિત સમજાય છે.

ભયના પ્રકારો—

જૈન સાહિત્યમાં ભયોની સંખ્યા સાત, આઠ, [1]નવ, ચૌદ તેમજ સોળની પણ નજરે પડે છે. શ્રીસમવાયાંગસૂત્રના સાતમા સ્થાનક ( પૃ० ૧૨ )માં નીચે મુજબના સાત ભયો ગણાવેલા છેઃ[2]—

(૧) [3]ઇહલોકભય, (૨) [4]પરલોકભય, (૩) આદાનભય, (૪) અકસ્માદ્ભય, (૫) આજીવભય, (૬) મરણભય અને (૭) અપકીર્તિભય.

અધ્યાત્મકલ્પદ્રુમના ટીકાકાર શ્રીધનવિજયગણિએ આ આધ્યાત્મિક ગ્રંથના આઠમા અધિકારના નિમ્ન લિખિત—

" सप्तभीत्यभिभवेष्टविप्लवा–निष्टयोगगदवुःसुतादिभिः ।
स्याच्चिरं विरसता नृजन्मनः, पुण्यतः सरसतां तदानय ॥ १४ ॥"

—પદ્યના વિવરણમાં આ સાત ભયો સૂચવ્યા હોય એમ જણાય છે.

રોગ, જળ, આગ, સાપ, ચોર, સિંહ, હાથી અને લડાઇ એથી ઉત્પન્ન થતા આઠ ભયોનું વર્ણન નમિઊણસ્તોત્રમાં છે, જ્યારે ભક્તામરમાં હાથી, સિંહ, દાવાનલ, સાપ, સંગ્રામ, સાગર, જલોદર અને બંધનથી ઉદ્‌ભવતા આઠ ભયો વર્ણવવામાં આવ્યા છે.

વળી શ્રીશોભનમુનીશ્વરકૃત સ્તુતિચતુર્વિંશતિકાના ૮૩ મા [5]પદ્યમાં પ્રથમ પાદમાં જળ, ( સમુદ્ર ), સાપ, વાઘ, આગ, નાગ (હાથી), રોગ, કેદખાનું અને યુદ્ધ એ આઠ ભયો ગણાવ્યા છે.

આ ઉપરથી એમ સ્ફુરે છે કે આઠ ભયોથી અમુક જ આઠ ભયો સમજવા એવો કોઇ નિયમ નથી, કેમકે ઉપર્યુક્ત શ્રીમાનતુંગીય કૃતિ-યુગમાં હાથી, સિંહ, સાપ, આગ, લડાઇ, રોગ અને જળ એ સાત ભયોની સમાનતા છે, જ્યારે આઠમા ભય તરીકે એકમાં ચોરના ભયનો ઉલ્લેખ છે અને બીજામાં બન્ધનનો નિર્દેશ છે.

વળી શ્રીખેમકરણ ( ક્ષેમકર્ણ ) મુનિરાજે રચેલા પાર્શ્વનાથ છંદમાં ભય સંબંધી નીચે મુજબ પંક્તિ છેઃ—

---

૧ જુઓ અર્હણાસ્તોત્રની અંતિમ ગાથા. ૨ આના મૂળ ઉલ્લેખ માટે જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ. ૬).
૩-૪ આ સજાતીય વ્યક્તિ તરફનો ભય છે, જ્યારે આ વિજાતીય વ્યક્તિ પરત્વેનો ભય છે.
૫ આ પદ્ય માટે જુઓ સંસ્કૃત ભૂમિકા ( પૃ. ૭ ). આના અનુવાદ માટે જુઓ સ્તુતિચતુર્વિંશતિકા ( પૃ० ૨૫૨–૨૫૩ )

" જલ અનલ મતંગજ ભય ભવે, સિંહ સર્પ રોગ નહિ સતાવે,
અહિ ચોર નિકટ પણ નહિ આવે, ધન્ય જે પ્રભુ પાર્શ્વ જિનજી ધ્યાવે."

[1]ઉપદેશતરંગિણી (પૃ ૧૪૮)માં સંગ્રામ, સાગર, હાથી, સર્પ, સિંહ, દુષ્ટ રોગ, આગ, શત્રુ, બંધન, ચોર, ગ્રહ, ભ્રમ, નિશાચર અને શાકિની એમ ચૌદ ભયો ગણાવ્યા છે.

[2]કેટલેક સ્થળે નીચે મુજબના ૧૪ ભયોનો પણ ઉલ્લેખ નજરે પડે છેઃ—

હાથી, સિંહ, સાપ, આગ, જળ, રાજા, ચોર, ઇહલોક, પરલોક, અકસ્માત્, અપયશ, અપકીર્તિ, વેદના (રોગ) અને અકાલ મરણ.

શ્રીમાનદેવસૂરિકૃત લઘુશાન્તિસ્તોત્રના [3]પદ્યના પૂર્વાર્ધમાં આઠ ભયોનો નીચે મુજબ નિર્દેશ છે.

ભય સંબંધે ભિન્ન ભિન્ન સ્તોત્રાદિમાં જુદા જુદા ઉલ્લેખો છે. જેમકે (૧) શ્રીજિનપ્રભસૂરિકૃત 'પંચપરમેષ્ઠિ'સ્તોત્રમાં—

"विद्युज्जलाग्निभूपाल-व्यालचौरारिमारिजम् ।
भयं वञ्चयते पञ्च-नमस्कारस्य संस्मरन् ॥ १७ ॥"

(૨) 'અર્હમર્હ'વાળા 'પાર્શ્વસ્તોત્ર'માં—

"रिपुचोरमहीपाल-शाकिनीभूतसम्भवाम् ।
अरण्यदेहिजां भीतिं, हन्ति वर्द्धं भुजादिषु ॥ ५ ॥"

(૩) શ્રીકવિકુલપ્રભકૃત 'મંત્રાધિરાજ'સ્તોત્રમાં—

"नारिर्न हरिर्न करी नाहिर्नाग्निर्न सागरो न गदः ।
न क्ष्मापतिर्न दस्युर्न रुजा नाकालमरणमपि ॥ ७ ॥
तस्य भयाय प्रभवति हृदये जागर्त्ति यस्य पार्श्वेशः ।
पवनेरिताम्बुदा इव किन्त्वेते झटिति विघटन्ते ॥ ८ ॥"—युग्मम्

(૪) શ્રીમહેંદ્રસૂરિકૃત 'જીરાપલ્લીપાર્શ્વ'સ્તોત્રમાં—

"गराध्मातदर्पाः प्रसर्पन्ति सर्पा, न मर्माविधो भूभुजां वाऽपसर्पाः ।
निबद्धावनीविग्रहाः कुग्रहा वा, घनोच्छृङ्खला नो खला दुष्टभावाः ॥ १० ॥
स्फुटं चौरिकावृत्तिशूरा न चौराः, क्षुधाग्रस्तलोकाः समानापि रौरा ।
यमस्येव दूताः प्रभूता न भूता, न देहेऽपि रोगाश्चिरं वाऽनुभूताः ॥ ११ ॥
मदोन्मत्तकोपोद्धुराः सिन्धुरा वा, न च व्याघ्रसिंहा महाघोररावाः ।
न दावानला भूरिजिह्वाः कराला, न वाऽऽतङ्कदा वार्धिकल्लोलमालाः ॥ १२ ॥

૧ જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ. ૭). ૨ જુઓ જૈન હિતોપદેશ (પૃ૦ ૧૦૮). ૩ આ પદ્ય માટે જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ ૭)

"...भूमिपालाः, सप्तक्का न योक्ताः कस्मै भीमपाकाः ।
...पीडाहृतः शुद्धवर्णा, विभो ! येन जाता भवन्नामवर्णाः ॥ १२ ॥"–...

(५) श्रीमेरुतुंगसूरिकृत 'पार्श्वनाथ'स्तोत्रमां—

"व्याधिबन्धवधव्याला–नलाम्भःसम्भवं भयम् ।
क्षयं प्रयाति पार्श्वेश–नामस्मरणमात्रतः ॥ ९ ॥"

(६) श्रीधर्मघोषसूरिकृत 'शत्रुंजयकल्प'मां—

"जल–जलण–जलहि–रण–वण–हरि–करि–विस–विसहराइदुट्ठभयं ।
नासइ जं नामसुई तं सित्तुंजयमहातित्थं ॥ ३७ ॥"

(७) 'पार्श्व'स्तोत्रमां—

"आधिव्याधिविरोधिवारिधियुधिव्यालस्फुटालोरगे
भूतप्रेतमलिम्लुचादिषु भयं तस्येह नो जायते ।
नित्यं चेतसि 'पार्श्वनाथ' इति हि स्वर्गापवर्गप्रदं
सन्मन्त्रं चतुरक्षरं प्रतिकलं यः पाठसिद्धं पठेत् ॥ ५ ॥"

# સ્તોત્ર-યુગલનું તુલનાત્મક પર્યાલોચન.

લગભગ બે ત્રણ વર્ષ થયાં મારા મનમાં ભક્તામર અને કલ્યાણમન્દિરના સન્તુલન સંબંધી જે વિચારો ઘોળાયા કરતા હતા તેને આજે લિપિ-બદ્ધ કરવા પ્રવૃત્ત થાઉં છું. આ બે સ્તોત્રોમાં સામ્ય તેમજ વૈષમ્યનો મને ભાસ થયા કરતો હતો. આથી તેનું તુલનાત્મક દૃષ્ટિએ અધ્યયન કરવા હું લલચાયો હતો. આવી પરિસ્થિતિમાં આવું સન્તુલન કોઇએ કર્યું હોય તો તેની પણ મેં તપાસ કરવા માંડી. આના પરિણામ તરીકે રા. રા. પરમાનંદ કુંવરજી બી. એ. એલ્, એલ્. બી. એ લખેલો અને જૈનધર્મપ્રકાશ (પુ. ૩૪, અં. ૬)માં પ્રસિદ્ધ થયેલો લેખ મારા જોવામાં આવ્યો. આ સિવાય કોઇ અન્ય લેખ હજી સુધી મારી નજરે પડ્યો નથી. ઉપર્યુક્ત લેખથી મને યથાયોગ્ય સંતોષ ન થતાં ઉલટી મને કાવ્ય-દૃષ્ટિએ–સાહિત્યની અપેક્ષાએ આ બે સ્તોત્રોનું વિશેષ પર્યાલોચન કરવાની તીવ્ર ઉત્કણ્ઠા ઉદ્ભવી. આ પ્રેરણાના અંકુરને પલ્લવિત કરવાના હેતુથી કેટલાક સાહિત્યના ઉપાસકોને પણ પોતાના જ્ઞાનનો લાભ મને આપવા મેં વિનતિ-પત્ર લખ્યાં. અહિંદલ સુખલાલજીને પણ મેં એમના વિચારો મારી જણાવવા વિનતિ

કરી હતી. તેમણે અધ્યાપક આથવલે સાથે આ સંબંધમાં વિહંગ-દૃષ્ટિએ ઊહાપોહ કરી કેટલાક વિચારોનું ટાંચણ કરાવી લીધું હતું. પરંતુ હું અહીંથી આષાઢ શુક્લ દ્વિતીયાને દિને નીકળીને અમદાવાદ ગયો ત્યાર પછી મને તેની ખબર પડી; કેમકે હું તો તત્ત્વાર્થાધિગમ-સૂત્રની ભૂમિકાને માટે સામગ્રી મેળવવાના ઇરાદાથી પણ્ડિતજી પાસે ગયો હતો, જોકે તેમની સાથે મારે પત્રવ્યવહાર પૂરતો જ થોડોક પરિચય હતો. તેમ છતાં મારે સાનન્દ કહેવું પડશે કે તેમણે મને આ સામગ્રી સૂચવવા ઉપરાંત પોતે સ્તોત્ર-યુગલ પરત્વે જે ટાંચણ તૈયાર કરી રાખ્યું હતું તે અર્પણ કરી મારૂં સ્વાગત કર્યું. આ માટે હું તેમનો ધન્યવાદપૂર્વક ઉપકાર માનું છું.

અત્ર રજુ કરવામાં આવનારી સંતુલના જોઇને કોઇ સુજ્ઞ પાઠકને જરૂર એ વિચાર ઉદ્ભવશે કે એક કવિએ અન્ય કવિનું અનુકરણ કર્યું છે. વળી કોઇને તો એમ પણ શંકા થશે કે અનુકરણ કરનારો કવિ બહુમાં બહુ તો જેનું અનુકરણ કરે છે તેની બરોબરી કરી શકે છે, પરંતુ તેના કરતાં ઉચ્ચતર કાવ્યનો તે નિર્માતા થતો નથી. આથી આ સબંધમાં નમ્ર ભાવે એ સૂચવવું અનાવશ્યક નહિ ગણાય કે પ્રથમ તો સૃષ્ટિશાસ્ત્રનો એ સામાન્ય સિદ્ધાન્ત છે કે જગત્‌માં બીલકુલ નવું એવું કંઇ ઉત્પન્ન થતું નથી તેમજ જે અસ્તિત્વમાં છે તેનો સર્વથા નાશ પણ કદાપિ થતો નથી. અભૂત પૂર્વ—તદન નવીન કલ્પના કોઇ પણ કવિને સ્ફુરતી નથી. પૂર્વના કવિઓએ કરેલી કલ્પના ઉપર જ પ્રાયઃ તેના કાવ્યનું ઉપજીવન હોય છે. કહ્યું પણ છે કે—

> "त एव पदविन्यासा-स्ता एवार्थविभूतयः ।
> तथापि नव्यं भवति, काव्यं ग्रथनकौशलात् ॥"

આ સુવિદિત પ્રસિદ્ધ ઉક્તિની સત્યતા સામાન્ય કવિની કૃતિમાં જ નહિ પણ શ્રીયુત મહાદેવ પાંડુરંગ ઓક 'ચિત્રમય જગત્' (વ. ૩. અં. ૧)ના ૧૨ મા પત્રમાં 'મેઘદૂત કાવ્યનું મૂળ' એ લેખમાં દર્શાવે છે તેમ કવિકુલકિરીટ કાલિદાસ, ભવભૂતિ, બાણ જેવાની કૃતિમાં સુદ્ધાં જણાઇ આવે છે.

અનુકરણ કરનાર જેનું અનુકરણ કરે છે તેનાથી ચઢી ન જાય એ વાત કેવળ શુષ્ક અનુકરણ કરનારા પરત્વે ઘટે છે. બાકી પ્રતિભાસંપન્ન કવિની વાત તો ન્યારી છે. જેમ એકાદ કારીગર બીજા કોઇ કારીગરે બનાવેલી મૂર્તિને જોઇને તદ્‌ગત દોષોને દૂર કરી વિશેષ રમણીય મૂર્તિ બનાવે છે અથવા એકાદ ચિત્રકાર અન્યે આલેખેલું ચિત્ર નિહાળી તેના દોષો સુધારી વિશેષતઃ નિર્દોષ ચિત્ર આલેખે છે તેમ મહાકવિ રમ્યતર કૃતિ ઉપસ્થિત કરી શકે છે. મહાકવિ પોતાના બુદ્ધિબળને લઇને અનુકરણીય સંભારનો સદુપયોગ કરે છે. અનુકરણીય કૃતિઓમાંની વિવિધ મનોહર કલ્પનાઓ અને સુલલિત પદોને તે પૂરેપૂરો ન્યાય આપે છે. કોઇ

કોઇ સ્થળે તેના તે શબ્દો જેમના તેમ તે યોજે છે તો કોઇક સ્થળે પર્યાયવાચી શબ્દો યોજીને મૂળ કાવ્યના પદલાલિત્યની શોભામાં તે ઉમેરો કરે છે. કોઇ વેળા વૃત્તમાં પરિવર્તન કરી તો કોઇ વેળા અન્ય અલંકારથી પોતાના કાવ્યને શણગારી મૂળના શબ્દ—સૌષ્ઠવ અને અર્થ-ગૌરવ ઉપર રસ—પરિપોષ અને કલ્પના—ચાતુર્ય વડે તે કેટલીક વાર સરસાઇ પણ ભોગવે છે અને તેમ કરીને પોતાની કૃતિને મૂળ કરતાં વિશેષ ચમત્કારી બનાવે છે. આથી જો મૂળને શીતળ નિર્ઝર-જળની ઉપમા અપાય તો અનુકરણથી ઉદ્ભવેલી પરંતુ પ્રતિભાથી પોષાયેલી કૃતિને સુગંધિત શીતળ નિર્ઝર જળની ઉપમા અપાય.

અનુકરણ સંબંધી આ પ્રમાણે ટુંકમાં ઇસારો કરી આપણે પ્રસ્તુત કાવ્યોમાં શબ્દ—સામ્ય, અર્થ—સામ્ય, રૂપ—સામ્ય વગેરેનો વિચાર કરીએ.

૧—૨ બંને સ્તોત્રોનાં પ્રાથમિક બે પદ્યો અર્થથી પરસ્પર સંકલિત છે અર્થાત્ યુગ્મથી બંને સ્તોત્રોનો પ્રારંભ થાય છે. વળી ભક્તામર-સ્તોત્ર અને અન્ત્ય પદ્ય બાદ કરીએ તો કલ્યાણમન્દિરસ્તોત્ર પણ વસન્તતિલકા છંદમાં રચાયેલ હોવાથી અત્ર વૃત્તની પણ સમાનતા દૃગ્ગોચર થાય છે. આ ઉપરાંત એ પણ સામ્ય નજરે પડે છે કે બંને સ્તોત્રોમાં જિનેશ્વરના ચરણને પ્રણામ કરવામાં આવ્યો છે તેમજ આ ચરણને સંસાર-સમુદ્રમાં આલંબનરૂપે સ્વીકારેલ છે. વળી બંને સ્તોત્રોમાં કયા જિનેશ્વરની સ્તુતિ કરવા કવિરાજ પ્રારંભ કરે છે તેનો બોધ વિશેષ્ય દ્વારા ન કરાવતાં વિશેષણ દ્વારા કરાવવામાં આવ્યો છે. કહેવાની મતલબ એ છે કે '**युगादौ आलम्बनं**' અને '**प्रथमं**' દ્વારા પ્રથમ સ્તોત્રમાં પ્રથમ તીર્થંકર **શ્રીઋષભનાથ**નું સૂચન કરવામાં આવ્યુ છે, જ્યારે દ્વિતીય સ્તોત્રમાં '**कमठस्मयधूमकेतोः**'ગત કમઠના ઉલ્લેખથી ત્રેવીસમા તીર્થંકર **શ્રીપાર્શ્વનાથ**નું સૂચન કરવામાં આવ્યુ છે.

આ તો સમાનતાની વાત થઇ. વિષમતાના સંબંધમાં નિવેદન કરવાનું કે પ્રથમ સ્તોત્રમાં પ્રારમ્ભમાં જ મોટા સમાસ છે, જ્યારે દ્વિતીય સ્તોત્રમાં પ્રારમ્ભમાં પૃથક્ પૃથક્ પદો છે, જોકે સમગ્ર તૃતીય ચરણ સામાસિક છે.

પદ-લાલિત્યની દૃષ્ટિએ જ દ્વિતીય સ્તોત્રનાં પ્રાથમિક પદ્યો પ્રથમનાં કરતાં શ્રેષ્ઠ છે એટલું જ નહિ પરન્તુ અર્થ-ગૌરવની અપેક્ષાએ પણ તે ચઢિયાતાં છે, કેમકે પ્રથમમાં તો દેવેન્દ્રો વડે સ્તુતિ કરાયેલા એમ શ્રીમાનતુંગસૂરિએ સૂચવ્યું છે, જ્યારે શ્રીસિદ્ધસેનસૂરિએ તો બૃહસ્પતિ પણ જેની સ્તુતિ કરી શકે તેમ નથી એમ સૂચવ્યું છે.

૩ પ્રથમ સ્તોત્રગત બાળકનું દૃષ્ટાન્ત કૌશિકશિશુ કરતાં વધારે સારૂં ગણાય, પરન્તુ છેકાનુપ્રાસની દૃષ્ટિએ દ્વિતીય સ્તોત્રનું પદ્ય સારૂં છે.

૪ સમુદ્રના તરંગોની માફક પદો નૃત્ય કરતાં હોય એમ પ્રથમ સ્તોત્રમાં ભાસે છે. એમાં પ્રસાદતાની અધિકતા છે. વળી ગુણસમુદ્રને બાહુથી તરી જવાનું દૃષ્ટાન્ત વધારે સચોટ

છે, કેમકે દ્વિતીય સ્તોત્રગત સમુદ્રનું ખાલી થવાપણું માત્ર કાલ્પનિક છે. આ વાત એક દૃષ્ટિએ યથાર્થ છે, પરંતુ અર્થાન્તર-ન્યાસની અપૂર્વતા-દૃષ્ટાન્તની આકર્ષકતા તો દ્વિતીય સ્તોત્રમાં વિશેષ દૃષ્ટિગોચર થાય છે.

૫ પ્રથમ સ્તોત્રમાં દૃષ્ટાન્તની શિથિલતા છે, જ્યારે દ્વિતીય સ્તોત્રમાં નિતાન્ત ઉચિતતા તેમજ નૂતન કલ્પના છે.

૬ પ્રથમ સ્તોત્રમાંનું પદ-માધુર્ય આકર્ષક છે, જ્યારે દ્વિતીય સ્તોત્રમાં દૃષ્ટાંતનું ઔચિત્ય ધ્યાન ખેંચી રહે છે.

પ્રથમ સ્તોત્રગત **मुखरीकुरुते** ચ્વિરૂપ છે ખરૂ, પરંતુ કવિરાજ તો ભક્તિને વશ થઈ ક્યારનાએ મુખર-વાચાલ થઇ ગયા છે તેથી આ રૂપનો સર્વથા યથાયોગ્ય પ્રયોગ થયો નથી.

ભક્તામરના આ છઠ્ઠા પદ્યના ઉત્તરાર્ધનો ભાવાર્થ નિમ્ન-લિખિત પદ્યના પૂર્વાર્ધમાં નજરે પડે છેઃ—

> "चूताङ्कुरास्वादकषायकण्ठः, पुंस्कोकिलो यन्मधुरं चुकूज ।
> मनस्विनीमानविघातदक्षं, तदेव जातं वचनं स्मरस्य ॥"
>
> –કુમારસમ્ભવ ( સ૦ ૩, શ્લો૦ ૩૨ )

૭ દ્વિતીય સ્તોત્રમાં દરેક રીતે પ્રકૃષ્ટતા છે. યુક્પાદમધ્ય યમક છે. નામનું પણ મહત્ત્વ છે. પ્રથમ સ્તોત્રમાં અન્ધકાર શબ્દ પુલ્લિંગ હોવા છતાં તેને અત્ર નપુંસકલિંગી ગણવામાં આવ્યો છે એ અતિશય ચિન્ત્ય છે એમ અમરકોશના નિમ્નલિખિત—

> "अन्धकारोऽस्त्रियां ध्वान्तं तमिस्रं तिमिरं तमः"

—૪૪૩ મા શ્લોકાર્ધ ઉપરથી કોઇકને ભાસે, પરંતુ એ જ કોશના પાંચમા શ્લોકગત "**निषिद्धलिङ्गं शेषार्थं**" પદ તરફ નજર ફેંકવાથી તેમજ **અભિધાન-ચિન્તામણિ** (કા૦ ૨, શ્લો૦ ૬૦ )ની નિમ્ન-લિખિત—

> "ध्वान्तं भूच्छायाऽन्धकारं तमसं समवान्धतः"
> "अन्धं करोतीति अन्धकारम्, पुंक्लीबलिङ्गः"

—પંક્તિ તથા તેની ટીકા જોવાથી આમ માનવાનું કારણ રહેતું નથી. વળી હૈમલિંગાનુશાસનમાં પુંનપુંસકાધિકારના ૨૬ મા પદ્યમાં પણ નીચે પ્રમાણે ઉલ્લેખ છે—

> 'नेत्रं वक्त्रपवित्रपत्रसमरौशीरान्धकारा वरः'

આ ઉપરાંત પાણિનીય લિંગાનુશાસનના પુલ્લિંગાધિકારમાં કહ્યું છે કે—

"**वकवज्रान्धकारसारावारपारक्षीरतोमरशृङ्गारमन्दारोशीरतिमिरशिशिराणि नपुंसके च भाष्य पुंसि ।**"

વિશેષમાં શ્રી. લ. શ. વૈદ્યના સંસ્કૃત-અંગ્રેજી કોશમાં પણ અન્ધકાર શબ્દ પુંલ્લિંગી તેમજ નપુંસકલિંગી હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

૮ જોકે બંને સ્તોત્રોમાં વસ્તુની વિષમતા છે, છતાં પણ દૃષ્ટાંતની રમણીયતા તો બંનેમાં છે.

૯ જેમ પ્રથમ સ્તોત્રના સાતમા શ્લોકમાં સ્તોત્રનો પ્રભાવ સૂચવ્યો છે, તેમ દ્વિતીય સ્તોત્રમાં આ નવમા શ્લોક દ્વારા દર્શનનું માહાત્મ્ય સૂચવાયુ છે. એકંદર રીતે આ દ્વિતીય સ્તોત્રની વસ્તુ વધારે સરસ છે. તેમાં ઉત્તરોત્તર નવીન કલ્પના નજરે પડે છે.

૧૦ બંને સ્તોત્રગત વસ્તુમાં ભિન્નતા છે. દ્વિતીય સ્તોત્રમાં તર્કની પ્રચણ્ડતા અને દૃષ્ટાંતની ઉચિતતા છે, જ્યારે પ્રથમ સ્તોત્રમાં અનુપ્રાસની રમ્યતા છે. વળી આ પ્રથમ સ્તોત્ર દ્વારા સૂચિત 'આત્મસમીકરણનુ દૃષ્ટાંત પ્રસિદ્ધ છે, એ વાતની 'પ્રતીતિ માટે શ્રીમાઘ કવિરાજનો નિમ્ન-લિખિત શ્લોક રજુ કરવામાં આવે છે'—

"उपवनपवनानुपातदक्षै–रलिभिरलाभि यदङ्गनागणस्य ।
परिमलविषयस्तदुन्नताना–मनुगमने खलु सम्पदोऽग्रतःस्थाः ॥"
—શિશુપાલવધ ( સ૦ ૭, શ્લો૦ ૨૭ )

વિશેષમાં—

"किं तेन हेमगिरिणा रजताद्रिणा वा, यत्राश्रिताश्च तरवस्तरवस्त एव ।
मन्यामहे मलयमेव यदाश्रयेण, कङ्कोलनिम्बकुटजान्यपि चन्दनानि ॥"

એ મહર્ષિ શ્રીભર્તૃહરિકૃત નીતિશતકના ૭૯ મા પદ્યમાં ભક્તામરના આ પદ્યના અંતિમ ભાગગત અર્થ સ્ફુરે છે.

આ પદ્યગત **भुवनभूषणभूत** એ વિચિત્ર સમાસ છે. તે ચ્વિરૂપ નથી. એના સંબન્ધમાં બે રીતે વિચાર થઇ શકે છે. (૧) કેટલીક વાર **भूत** શબ્દ **इव**ના અર્થમાં વાપરવામાં આવે છે.

"यत् तर्हि तद्भिन्नेषु अभिन्नं च्छिन्नेषु अच्छिन्नं सामान्यभूतं स शब्दः"

એ મહર્ષિ પતંજલિના મહાભાષ્ય ઉપર કૈયટે પ્રદીપમાં વિવરણ કરતાં "**सामान्यमिव सामान्यभूतं**" જે એવો ઉલ્લેખ કર્યો છે તે આ વાતનું સમર્થન કરે છે. આથી કરીને **भुवनभूषणमिव भुवनभूषणभूतः** એમ ઘટાવી શકાય છે. ખાસ ઉલ્લેખ કરવા જેવી વાત તો એ છે કે મેદિની કોશ ( તવર્ગ શ્લો૦ ૪૧-૪૨ )માં **भूत** શબ્દને **समान**નો પર્યાયવાચક ગણવામાં આવ્યો છે. આ રહ્યો તે કોશગત શ્લોકઃ—

"भूतं क्ष्मादौ पिशाचादौ जन्तौ क्लीबे त्रिषूचिते ॥
प्राप्ते वृत्ते समे सत्ये देवयोन्यन्तरे तु ना ।"

૧ જુઓ શ્રીધનપાલીય કૃતિકલાપગત વીરસ્તુતિનું ૧૦ મું પદ્ય (પૃ. ૨૨૦).

શ્રીધનપાલીય વિરુદ્ધવચનમય વીર-સ્તુતિના ૧૬ મા, ૧૭ મા, અને ૨૩ મા પદ્યોમાં પણ સમાનતાવાચક 'भूत' શબ્દ નજરે પડે છે.

(૨) બીજી રીતે વિચાર કરતાં भुवन० ને सुप्सुप् સમાસ ગણી શકાય તેમ છે એટલે કે भुवनभूषणं भूतः भुवनभूषणभूतः. કુમારસંભવ ( સ. ૧, શ્લો. ૫૯ )ના નિમ્નલિખિત—

"प्रत्यर्थिभूतामिव तां समाधेः, शुश्रूषमाणां गिरिशोऽनुमेने ।
विकारहेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि त एव धीराः ॥"

—શ્લોકની વ્યાખ્યા કરતાં પ્રસિદ્ધ ટીકાકાર मल्लिनाथ प्रत्यर्थिभूतां ने सुप्सुप् સમાસ ગણે છે.

૧૧ પ્રથમ સ્તોત્રનું દૃષ્ટાંત સર્વગમ્ય છે, જ્યારે દ્વિતીય સ્તોત્રના દૃષ્ટાંતમાં ગગનગામિતા—લોકોત્તરતા નજરે પડે છે. પ્રસાદતાની અપેક્ષાએ પ્રથમ સ્તોત્ર વધારે સારૂં છે, જોકે એ સ્તોત્રગત દૃષ્ટાંત કુવલયાનંદના 'પ્રતિવસ્તૂપમાલંકાર' અધિકારમાં પણ નીચે મુજબ દૃગ્ગોચર થાય છે.

"तवामृतस्यन्दिनि पादपङ्कजे, निवेशितात्मा कथमन्यदिच्छति ।
स्थितेऽरविन्दे मकरन्दनिर्भरे, मधुव्रतो नेक्षुरसं समीक्षते ॥"

પ્રથમ સ્તોત્રનું આ ૧૧ મું પદ્ય પ્રતિવસ્તૂપમાલંકારથી વિભૂષિત છે, જ્યારે દ્વિતીય સ્તોત્રનું એ પદ્ય વ્યતિરેકાલંકારથી મંડિત છે.

૧૨ બન્ને સ્તોત્રોમાં કલ્પનાની નવીનતા છે. શ્રીકાલિદાસ કવીશ્વરકૃત શાકુંતલ (અં૦ ૨, શ્લો૦ ૯ )ના નિમ્ન-લિખિત—

"चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा
रूपोच्चयेन मनसा विधिना कृता नु ।
स्त्रीरत्नसृष्टिरपरा प्रतिभाति सा मे
धातुर्विभुत्वमनुचिन्त्य वपुश्च तस्याः ॥"

—પદ્યમાં પ્રથમ સ્તોત્રગત કલ્પનાનો ભાસ થાય છે ખરો, પરંતુ તેમાં શ્રીમાનતુંગસૂરિએ એવી નવીનતા આણી છે કે એથી જૈન દૃષ્ટિદ્યોતક અકર્તૃત્વ સચવાય રહે છે. પ્રથમ સ્તોત્રમાં અનુમાનાલંકાર છે, જ્યારે દ્વિતીયમાં વિરોધાભાસ તેમજ તેના પરિહારરૂપ અર્થાન્તરન્યાસ છે.

૧૩ પ્રથમ સ્તોત્રગત વસ્તુ પ્રચલિત હોવા છતાં સુન્દર છે. એ પ્રતીપાલંકારથી શોભે છે. દ્વિતીય સ્તોત્રમાં કલ્પનાનું—તર્કનું ઉડ્ડયન છે અને વળી તે વિરોધના પરિહારરૂપ અર્થાન્તરન્યાસથી અલંકૃત છે. એમાં જે ક્રોધનો નાશ કર્યો છતાં કર્મરૂપ શત્રુઓને કેવી રીતે સંહાર કર્યો એવો જે વિરોધ ઉપસ્થિત કરવામાં આવ્યો છે તેની સાથે ધનપાલે રચેલી વિરોધાલંકારમય વીર-સ્તુતિનું દ્વિતીય પદ્ય સરખાવી શકાય.

૧૪ પ્રથમ સ્તોત્રની કલ્પના પરિચિત જેવી હોવા છતાં ચમત્કારજનક છે, જ્યારે દ્વિતીય સ્તોત્રની કલ્પનામાં તો નવીનતા સ્પષ્ટ જ છે. પ્રથમ સ્તોત્રમાં કાવ્યલિંગાલંકાર છે, જ્યારે દ્વિતીયમાં રૂપક અને અર્થાન્તરન્યાસ છે.

૧૫ પ્રથમ સ્તોત્રમાં દૃષ્ટાંત સરસ છે અને તે નિમ્ન-લિખિત પદ્યના ઉત્તરાર્ધ ભાગનું સ્મરણ કરાવે છે —

"अलं महीपाल ! तव श्रमेण, प्रयुक्तमप्यस्त्रमितो वृथा स्यात् ।
न पादपोन्मूलनशक्तिरंहः, शिलोच्चये मूर्च्छति मारुतस्य ॥"
—રઘુવંશ (સ૦ ૨, શ્લો૦ ૩૪)

દ્વિતીય સ્તોત્રની વસ્તુ પ્રસિદ્ધ હોવા છતાં ઉપમાનુ સ્વરૂપ નૂતન અને આકર્ષક છે.

પ્રથમ સ્તોત્રના આ પદ્યનો चित्रं किमत्र દ્વારા પ્રારભ બીજી બત્રીસીના આઠમા પદ્યના અને કલ્યાણમંદિરના ૨૦ મા પદ્યના પ્રારભનુ સ્મરણ કરાવે છે. વિશેષમાં કલ્યાણમંદિરના ૧૫ મા પદ્યના પ્રાથમિક ચરણના અતમાંનુ અને ૧૧ મા પદ્યના દ્વિતીય ચરણના અતમાંનુ क्षणेन પદ બીજી બત્રીસીના ૨૩ મા પદ્યના દ્વિતીય ચરણના અતમાંના એ પદને યાદ કરાવે છે

૧૬ પ્રથમ સ્તોત્રમાં વ્યતિરેકાલકાર છે. વળી તદ્‌ગત વસ્તુ નિમ્ન-લિખિત પદ્યમાં પણ નજરે પડે છે —

"अपेक्षन्ते न च स्नेहं, न पात्रं न दशान्तरम् ।
सदा लोकहिते युक्ता, रत्नदीपा इवोत्तमाः ॥"
—સુભાષિતરત્નભાણ્ડાગાર પૃ૦ ૪૭, શ્લો ૪૨

આ સબધમાં મયૂરશતકના નિમ્નાવતારિત પદ્યનો પણ ઉલ્લેખ કરીશુ —

"नो कल्पापायवायोरदयरयदलत्क्ष्माधरस्यापि गम्या
गाढोद्गीर्णोज्ज्वलश्रीरहनि न रहिता नो तमः कज्जलेन ।
प्राप्तोत्पत्तिः पतङ्गान्न पुनरुपगता मोषमुष्णत्विषो वा
वर्त्तिः सैवान्यरूपा सुखयतु निखिलद्वीपदीपस्य दीप्तिः ॥ २३ ॥"

वीरस्तुतिનુ ૧૧ મુ પદ્ય પણ અત્ર સતુલનાર્થે વિચારવુ અસ્થાને નહિ ગણાય. દ્વિતીય સ્તોત્રમાં કવિરાજ બાણ અને સુબન્ધુની જેમ શબ્દશ્લેષમૂલક અર્થાન્તરન્યાસથી વિરોધનો પરિહાર છે. આથી કરીને પ્રથમ સ્તોત્રની કલ્પના વધારે પ્રાસાદિક છે દ્વિતીય સ્તોત્રમાં શબ્દશ્લેષ હોવાથી તે કઠિણ બની ઉતરતુ સ્થાન ભોગવે છે. પરતુ એ ઉમેરવુ જોઇએ કે પ્રથમ સ્તોત્રમાં રચના-દોષ જણાય છે, જેનાથી દ્વિતીય સ્તોત્ર મુક્ત છે

૧૭ પ્રથમ સ્તોત્રનું આ પદ્ય શ્રીજગન્નાથકૃત ભામિનીવિલાસના શૃંગારોલ્લાસના નિમ્ન-લિખિત પદ્ય સાથે સરખાવીશુ.

"न मनागपि राहुरोधशङ्का
न कलङ्कानुगमो न पाण्डुभावः ।
उपचीयत एव काऽपि शोभा
परितो भामिनि ! ते मुखस्य नित्यम् ॥ १ ॥"

દ્વિતીય સ્તોત્રની આ પદ્યમાંની ઉપમા તો તેના સ્વાભાવિક ક્રમ પ્રમાણે અસ્પૃષ્ટ અને નવીન છે.

૧૮ પ્રથમ સ્તોત્રમાં **मुखाब्ज** પદ દુષ્ટ છે અને તે કવિરાજનું ગૌરવ ઘટાડે છે એમ કહેવામાં આવે છે. આ સ્તોત્રમાં દીપક, સૂર્ય અને ચદ્રનો વારંવાર ઉલ્લેખ કરી વર્ણન કરવામાં આવતું હોવાથી નવીનતા ઘટે છે, માત્ર કલ્પનાનો વિસ્તાર ભાસે છે. આ સ્તોત્રમાં પરોપજીવી નિર્માણ-કૌશલ્ય છે.

૧૯ દ્વિતીય સ્તોત્રના ૧૯ મા શ્લોકની વસ્તુની સામ્યતા પ્રથમ સ્તોત્રના ૨૮ મા શ્લોકમાં દૃષ્ટિગોચર થાય છે. દ્વિતીય સ્તોત્રના ૧૯ મા પદ્યગત અશોક પદનો શ્લેષ બાણનું સ્મરણ કરાવે છે. વળી વૃક્ષ પણ પ્રભુ-સાન્નિધ્યથી જેમ અશોક થવાનો [1]અત્ર ઉલ્લેખ છે, તેમ એવા પ્રકારનો ઉલ્લેખ **રઘુવંશ** (સ૦ ૧૩, શ્લો૦ ૫૨)ના નિમ્ન-લિખિત પદ્યમાં મળી આવે છે, કેમકે એમાં ઋષિ-સન્નિધાનથી વૃક્ષો પણ યોગારૂઢ બને છે એમ કહ્યુ છે—

"वीरासनैर्ध्यानजुषामृषीणा-ममी समध्यासितवेदिमध्याः ।
निवातनिष्कम्पतया विभान्ति, योगाधिरूढा इव शाखिनोऽपि ॥"

**ભક્તામર**સ્તોત્રના ૧૯ મા પદ્યની કલ્પના **કલ્યાણમન્દિર**માં નથી. પરતુ એ તેમજ એની પૂર્વેનાં બે પદ્યોની કલ્પના બીજી બત્રીસીનાં ૨૭-૨૯ પદ્યોમાં નજરે પડે છે. વળી શાલિવન અને જલભારનમ્રજલધર પદો કવિરાજના પરિચિત પ્રદેશના સૂચક હોય એમ ભાસે છે

૨૦-૨૧ પ્રથમ સ્તોત્રનાં આ બે પદ્યોમાં સામ્પ્રદાયિકતા છે, છતાં ૨૦ માનુ દૃષ્ટાંત અને ૨૧ માનો નિન્દા-સ્તુતિ-અલંકાર અત્યંત તેજસ્વી અને વ્યંજક છે. આ પદ્યગત હરિહરનો ઉલ્લેખ કલ્યાણમન્દિરના ૧૧ મા તેમજ ૧૮ પદ્યમાં દૃષ્ટિગોચર થાય છે.

દ્વિતીય સ્તોત્રના વીસમા પદ્ય દ્વારા સૂચિત પુષ્પ-વૃષ્ટિનો અને એકવીસમા પદ્યગત **દિવ્ય** ધ્વનિનો વિષય **ભક્તામર**માં નથી. આ પદ્યગત 'સુમનસ્' શબ્દનો શ્લેષ **શિશુપાલવધ** (સ. ૭)માં પણ છે. જુઓ નિમ્ન-લિખિત પદ્ય —

"रथचरणधराङ्गनाकराब्ज-व्यतिकरसम्पदुपात्तसौमनस्याः ।
जगति सुमनसस्तदादि नूनं, दधति परिस्फुटमर्थतोऽभिधानम् ॥ २८ ॥"

૨૨ પ્રથમ સ્તોત્રમાં પ્રસાદ અને દૃષ્ટાંતાલંકારની ચમત્કૃતિ અનુપમ છે. દ્વિતીય સ્તોત્રમાં આ ૨૨ મા પદ્ય દ્વારા જેમ ચામરરૂપ પ્રાતિહાર્યનું વર્ણન કરવામાં આવ્યુ છે, તેમ પ્રથમ સ્તોત્રમાં તેનુ વર્ણન ૩૦ મા પદ્યમાં કરવામાં આવ્યું છે. દ્વિતીય સ્તોત્રમાં ઉત્પ્રેક્ષા-

૧ આવી કલ્પનાઓને લઇને તો કલ્યાણમન્દિરની કલ્પનાનુ ઉડ્ડયન પ્રકૃષ્ટતમ મનાય છે.

મૂલક નિદર્શનાલંકાર છે. પ્રથમ સ્તોત્રના આ ૨૨ મા પદ્યગત વર્ણન કાલિદાસના નિમ્ન-લિખિત કાવ્યનું સ્મરણ કરાવે છે:—

"पाण्ड्योऽयमंसार्पितलम्बहारः, कॢप्ताङ्गरागो हरिचन्दनेन ।
आभाति बालातपरक्तसानुः, सनिर्झरोद्गार इवाद्रिराजः ॥"
—રઘુવંશ (સ૦ ૬, શ્લો૦ ૬૦)

૨૩ પ્રથમ સ્તોત્રના ૨૩ મા શ્લોકમાં પરમ પુરુષનું મૃત્યુંજયરૂપે જે વર્ણન છે તે અનુક્રમે બ્રહ્મા અને શિવનું નિરાકરણ સૂચવે છે. આની સાથે કલ્યાણમંદિરનો ૧૮ મો શ્લોક સરખાવવો અનુચિત નહિ ગણાય.

શ્રીમાનતુંગસૂરિ બ્રાહ્મણ જાતિના હશે, નહિ તો ૨૦ મા શ્લોકમાં સૂચિત હરિ, હરના પૂર્વ દર્શનની વાત અને આ શ્લોકમાં શ્રુતિવાક્યોનો શબ્દોલ્લેખ દુઃસંભવિત છે. વિશેષમાં અન્તિમ ભાગ તો શ્રીમદ્ભગવદ્ગીતાના આઠમા અધ્યાયના [1]નવમા પદ્યમાં પણ દૃષ્ટિગોચર થાય છે. શુક્લ યજુર્વેદ (અ૦ ૩૧) ના પુરુષસૂક્તમાં પણ નીચે મુજબ ઉલ્લેખ જોવાય છે:—

"वेदाहमेतं पुरुषं महान्तम्, आदित्यवर्णं तमसः परस्तात् ।"

ઋગ્વેદમાં પણ આના અન્તિમ શબ્દો નજરે પડે છે, કેમકે ત્યાં એવો ઉલ્લેખ છે કે—

[2]"ॐ नग्नं सुधीरं दिग्वाससं ब्रह्मगर्भं सनातनं उपैमि वीरं पुरुषमर्हन्तमादित्यवर्णं तमसः पुरस्तात् स्वाहा ॥"

આ ઉપરથી અનુમનાય છે તેમ અન્તિમ ચરણ એ શ્રુતિ-વાક્ય છે અને તેને શ્લોકમાં કવિરાજે ગુંથી લીધું છે. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિએ વીતરાગસ્તોત્રના "यः परात्मा परं ज्योतिः" થી શરૂ થતા પ્રારંભિક શ્લોકમાં અન્ય દર્શનીય વાક્યાદિકનું ગુંથન કર્યું છે, જ્યારે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય વાચકવર્ય મહામહોપાધ્યાય શ્રીયશોવિજયગણિએ પંચવિંશિકામાં ઉપનિષદ્નાં અનેક વાક્યો ગુંથ્યાં છે.

૨૪ કલ્યાણમંદિરના ૨૪ મા પદ્યગત ભામંડળરૂપ પ્રાતિહાર્યનું વર્ણન ભક્તામરમાં નથી. આ પદ્યગત लुसच्छदच्छविમાં દૃષ્ટિગોચર થતો અનુપ્રાસ કાવ્યપ્રકાશના છઠ્ઠા ઉલ્લાસમાંના શબ્દ-ચિત્રના નિમ્ન-લિખિત ઉદાહરણને યાદ કરાવે છે:—

"प्रथममरुणच्छायस्तावत् ततः कनकप्रभ-
स्तदनु विरहोत्ताम्यत्तन्वीकपोलतलद्युतिः ।
उदयति ततो ध्वान्तध्वंसक्षमः क्षणदामुखे
सरसबिसिनीकन्दच्छेदच्छविर्मृगलाञ्छनः ॥ १४० ॥"

---

૧ જુઓ સંસ્કૃત ભૂમિકા (પૃ૦ ૧૧).
૨ જુઓ તત્ત્વનિર્ણયપ્રાસાદ (પૃ૦ ૧૭).

